# CHIN DESH

CONTAINING

## A SUCCINCT VIEW

OF THE

Moral and Social Character,
Manners, Customs, Language and
Religion of its inhabitants

BY

H. K. DHABHAR

(Three years' resident in China.)



Bombay:
PRINTED AT RÁNINÁ'S UNION PRESS.

1892.

૪૯૯૫

# ચીન દેશ

જેમાં

એ દેશના લોકોની ચાલ ચલણ, રીવાજ, રીત, ભાષા, ધર્મ વગેરે વગેરેનો ટુંક હેવાલ આવેલો છે.



રચનાર

હોરમજી ખરશેદજી ધાભર

(ચીન દેશનો ત્રણ વરસનો રહીસ)



મુંબઈ,

જહાં. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યું છે.

૧૮૯૨.

કિંમત રૂ. ૧.

શેઠ ફ્રામજી દીનશાજી પીતીત, જે. પી.

એઓ

કેળવણીના વધારા માટે હીત ધરાવે છે

તથા

પોતાના માનવંતા મુરબી સર દીનશાજી
માણેકજી પીતીત, બેરોનેટને પગલે ચાલી
દેશીઓનાં લાયક કામોને ઉત્તેજન આપેછે

તેનાં માનમાં

આ પુસ્તક તેના રચનારે એઓને

અર્પણ કર્યું છે.

# દીબાચો.



આ નાનું પુસ્તક પ્રજાની સેવામાં મૂકવાનો મારો હેતુ એટલોજ છે કે જે દેશ સાથે આપણા લોકો આજ લાંબો વખત થયો વેપાર ચલાવતા આવ્યા છે જેથી આપણા લોકોને અત્યંત લાભ મળ્યો છે ને હજી મળે છે, તે દેશના હેવાલથી સર્વે જણે માહિતગાર થવું જોઈએ. ચીન દેશના વેપારથી આપણા લોકો જેટલા ધનવાન થયા છે તેટલા દુન્યાના બીજા કોઈબી દેશો સાથે વેપાર કરતાં થયા નથી. પેહેલાં એ દેશ સાથે ઘણુ ખરા પારસીઓજ વેપાર કરતા હતા, પણ હાલમાં એ દેશ સાથે ખોજા તથા વોહોરા પણ બોહોળો વેપાર ચલાવે છે. તેઓ પણ ઘણા તાલેવાન થયા છે. ચીન દેશ જેવો વેપારનો બીજો મુલક દુન્યાના કોઈબી ભાગમાં મળવાનો નથી.

પારસી ટોળો જે હાલમાં પોતાનાં નામ તથા કામ માટે દુન્યામાં ગર્વિષ્ટ છે તે આપણા પેહેલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઈની બાદશાહી સખાવતને લીધેજ છે. તે માનવંત શેઠ રાક્ષસી પુંજી મેળવવાને શકતીવાન થયા હતાં તે માત્ર ચીન દેશના વેપારના પ્રતાપથીજ હતા.

એ દેશ વિશે અંગ્રેજીમાં સંખ્યાબંધ પુસ્તકો છપાયાં છે ને છપાતાં જાય છે; એવાં પુસ્તકોને અંગ્રેજો મોટી મદદ કરે છે. ગુજરાતી ભાષામાં એવાં પુસ્તકો ઝાઝાં છ-

પાયલાં નથી. ઈ. સ. ૧૮૪૪ માં શેઠ કાવરાજી સોરાબજી કાવરાજી પટેલે એ દેશ વિશે બે મોટાં દળદાર પુસ્તકો રચ્યાં હતાં પણ તેમને જોઇએ એટલો આસરો પ્રજા તરફથી નહીં મળ્યો હતો તેથી તેમને નુકશાન ખમવું પડેલું હતું. તે વખતે વાંચવાનો ઝાઝો શોખ આપણા લોકોમાં ઉત્પન્ન ન થયલો હતો તેથી તે શેઠની ચોપડી ખપી નહીં હશે. પણ હાલમાં તે વખત બદલાઇ ગયો છે; ઘરે ઘર કાહાણી, કીશા તથા વારતાઓની ચોપડીઓ વાંચવાનો બેહદ શોખ વધી ગયો છે તેથી હું આશા રાખું છું જે આ પુસ્તકને ઘટતો આસરો મળશે.

આ પુસ્તકમાં લખેલી સર્વે બીના મેં પોતે મારા મગજમાંથી ઉપજાવી કાઢી નથી. કેટલીક બાબતો અંગ્રેજી ગ્રંથોમાંથી લીધી છે, કેટલીક બાબતો ચીના ગૃહસ્થોને પૂછીને લખી છે ને કેટલીક એ દેશમાં મેં નજરે જોયલી લખી છે.

પુસ્તકમાં લખેલી કેટલીક બીના ચીન દેશમાં રહી આવેલા કેટલાક ગૃહસ્થોને અતિશયોક્તિની તથા જુઠી લાગશે; પણ પોતે જે ગામમાં રહેલા હોય ત્યાં કેટલીક રીત ભાત અથવા રીવાજ નહીં ચાલતો હોય તેથી એમ ન સમજવું જે આખા દેશમાં તે રીત ભાત કે રીવાજ નહી હશે. ચીન દેશ બહુ મોટો છે. જુદે જુદે ઠેકાણેની રાહ, રસેમ, ક્રિયા વગેરેમાં થોડો કે ઘણો ફરક રહે છે.

હું આશા રાખું છું જે આ ચોપડી શોખીન વાંચનારને મનપસંદ થઇ પડશે.

છેલ્લે મને મોટો આસરો આપનારા મારા ચીનના ભાઈબંધોનો તેમાં મુખ્ય કરી કનતાન શેહેરના માત્ર ગણતીના દઝન પારસી ભાઈઓએ ૧૫૦ ચોપડીની નકલ ખરીદ કરી મને મોટી મદદ કરી છે તેમનો મોટો ઉપકાર માનુંછું.

હો. ખ. ધાભર

મુંબઈ, જુન ૧૮૯૨.

# અનુક્રમણિકા.

# ચીન દેશ.

## દેશનું વર્ણન.

ચીન દેશ એશિયા ખંડની પૂર્વ દિશાએ આવેલો છે. એની પૂર્વ દિશાએ યલ્લો સી, ફેરમોસા; દક્ષિણે સિયામ, કોચીન ચાઈના, ચાઈનીસ સી, હેનાન; પશ્ચિમે બરમા, થીબેટ, કોબી દેઝર્ટ; ઉત્તરે મેનચુરીઆ, મોનગોલીઆ અને કોબી દેઝર્ટ છે.

ચીન દેશને તાબે કેટલાંક ખંડયાં રાજ્ય છે, જેવાંકે કોચીન ચાઈના, લુસ્ચુના ટાપુઓ, થીબેટ, કેમબોજીઆ, કોરીઆ વગેરે. એ ખંડયાં રાજ્યો ચીનના બાદશાહને ત્રણ ત્રણ વરસે ખંડણી આપે છે.

એ દેશમાં મોટી મોટી નદીઓ જેવી કે હોયન્ગોહો (યલ્લો રીવર), યન્ગશી ક્યાન્ગ, પીહો, ચુકીયાન્ગ, (કેનતાન રીવર) વગેરે છે, તેથી ખેતીવાડીને મોટી મદદ મળે છે. યન્ગશી ક્યાન્ગની લંબાઇ ૩૩૦૦૦ માઈલની છે. અને હોયન્ગોહો ૨૫૦૦ માઈલ લાંબી છે.

આખું ચીનનું રાજ્ય પાંચ ભાગનું બનેલું છેઃ મેનચુરીઆ, મોનગોલીઆ, તુર્કસ્તાન, થીબેટ અને ચાઈના પ્રાપર.

મેનચુરીઆમાં વસ્તી થોડી છે. લોકો અર્ધ જંગલી છે. હાલમાં ચીન દેશમાં જે મુસલમાન ઓલાદ રાજ કરે છે, તેણે ઈ૦ સ૦ ની સતરમી સદીમાં મેનચુરીઆ પ્રાંતમાંથી આવી ચીન દેશ જીતી રાજ્ય ચલાવવા માંડયું હતું.

મોનગોલીઆ વેરાન ભાગ છે. એમાં ભટકતી જાતના લોકો વસે છે. તુર્કસ્તાનમાં મુસલમાન ધર્મના

લોકો વસે છે. એ પ્રાંતનો ઘણો ભાગ રશિઆએ જીતી લીધો છે.

થીબેટ હિંદુસ્થાનની ઉત્તરે આવેલું છે. એ ભાગના લોકો લામા નામના ધર્મગુરૂને માને છે.

ચાઈના પ્રાપરને અઢાર પ્રાંતમાં વેહેંચી નાખેલું છે; એ અઢાર પ્રાંતોનાં નામઃ—કહાંગટુંગ, ઉહુંકીન, ચીકીઆન્ગ, કીઆંગસુઉ, શાનટુંગ, ચીહીલી, શાનસી, હોનાન, ગાન હુઈ, હુપીહ, હુનાન, કીઆન્ગસી, કવાંગસી, કવાઈ-ચાઉ, યુનાન, શેચુયેન, કાનસુહ અને શેએનસી.

ચીન દેશનો વિસ્તાર ૧૫૩૪૯૫૩ ચોરસ માઇલનો છે. એને ૨૫૦૦ માઇલનો દરીઆ કીનારો છે. એ દેશના દરેક શેહેર વસ્તીથી ઉભરાઈ જાય છે. આખા દેશની વસ્તી વિશે ચોકસ ગણુતી મળતી નથી. ઈ૦ સ૦ ૧૮૧૨ માં એક ગ્રંથકારે એ દેશની વસ્તી ૩૬૦૦૦૦૦૦૦ (છત્રીશ કરોડની) ગણાવી છે, ત્યાર પછીના સર્વે ગ્રંથકારો નજદીક એટલીજ વસ્તી લખતા આવ્યા છે; પણ એ દેશની વસ્તી ઘણી જલદી વધે છે, તેથી દર દાયકે દશ ટકા જેટલી વસ્તી વધે તો હાલમાં ૭૫૦૦૦૦૦૦૦ (પંચોતેર કરોડ) ની વસ્તી હોવી જોઇએ. એ વસ્તીનો ખ્યાલ જેઓ ચીન દેશમાં વસી આવેલા હોય તેનેજ આવે. વસ્તીનો મોટો ભાગ ખેતી કરવામાં રોકાયલો છે. જેથી એ બોહોલી વસ્તીને ખોરાક પૂરો પડે છે. સરકાર તરફથી ખેતીવાડીને ઘણું ઉત્તેજન મળેછે. ખેતીવાડીમાં કામે લાગતાં ઢોરોને કાપી ખાવાની સરકારની સખત મનાઈ છે. દેશમાંથી અનાજ બાહાર દેશાવર ખાતે મોકલવા દેવામાં આવતો નથી. દરેક ચીજ પર સરકાર જગાત લેછે. પણ બાહારના દેશોથી અનાજની આયાત થાય તે પર સરકાર જગાત લેતી નથી.

ચીનદેશની હવા અતિશય થંડી તથા અતિશય ગરમ છ. શિયાળામાં કેટલાક ભાગમાં ઘણીજ થંડી પડેછે. પીકીન તથા શેહેન્ગાઈમાં ઘણી વખત ઝીરો દીગરી સુધી થંડી પડ છે. ચીનના દક્ષિણ ભાગમાં વારમ્વાર "ટાયફુંગ" થાય છે. જેથી માલમતાની તથા જીવની હાણી થાય છે. એ ટાયફુંગના સપાટામાં સ્ટીમરો આવે છે તેનો નાશ થઈ જાય છે.

---

## ખેતી.

ચીન દેશમાં ઘણો ખરો સર્વે જાતનો અનાજ પાકે છે. તેમાં ચોખા, ઘઉં, બારલી, જાત જાતના કઠોડ મૂખ્ય છે (તુવર જોવામાં આવતી નથી). ફ્રૂટમાં શેરડી, કેરી, ચાંપા, કાકડી, દરાખ, અંદુસ, તરબુજ, અનેનાસ, પપાઉં, સંતરા, મોસંબી, પેર, કેળાં, કમરક, અંજીર, દાડમ, બોર, સાલી, સપરચન, આમળા, લાયચી, પીચ, નાળીએર, ખજુર, સીંગોડાં, ખક્ષરાં મૂખ્ય છે. તરકારીમાં દુધી, વેંગણ, ભીંડા, તુરીઆં, ચીકવા, કોબીજ, સલગમ, સકરકન, રતારૂ કન, કારેલાં (કંતોલાં મળતાં નથી) બન્ને જાતના કોળાં, સાલેદ, કોથમીર, મરચાં, જુદી જુદી જાતની ભાજી, સેકતાની સીંગ, પાપડી, મૂખ્ય છે. ફુલની પણ પેદાશ ઘણી છે. ચીનાઓ "ચીન ચીન" ચાસ કરવામાં તથા બાઈડીઓના ચોટલામાં ઘાલવામાં ફુંલ વાપરે છે. મોઘરાના તથા ગુલાબના ફુલ ચાહેને ખુસબો આપવા માટે પુષ્કળ વપરાય છે.

દેશમાં તંબાકુનો મોહોલો ખપ છે તેથી તેની ખેતી મોટા વિસ્તારમાં કરવામાં આવે છે. સ્પેનિયાર્ડ લોકોએ તંબાકુના રોપા પેહેલવેહેલા એ દેશમાં દાખલ કીધા હતા.

દેશમાં પેહેલાં અફીણની ઉત્પત્તિ ન હોતી પણ હાલમાં દીનપર દીન અફીમની પેદાશ વધતી જાય છે તેથી હિંદુસ્થાનથી જતાં અફીણનો ખપ ઓછો થતો ચાલ્યો છે.

ચીન દેશ તેની ચાહ તથા રેશમ માટે પ્રખ્યાત થયલો છે. હાલમાં હિંદુસ્થાન તથા સિલોનની ચાહનો ખપ દુન્યાના સર્વે ભાગોમાં થતો જાયછે તેથી ચીનની ચાહની નીકાશ ઓછી થતી જાય છે. ચીન દેશમાં ચાહ કેવી રીતે પકવે છે તેનું થોડું ને ટુંક વર્ણન નીચે લખ્યું છે:—ચાહના રોપાને આશરે બે ફીટ જેટલા ઉંચા થવા દે છે. તેથી મોટા થવા દે તો પવનથી ભાગી જાય, તથા જેટલાં નાના રોપાનાં પાતરાં કીમતી હોય છે તેટલાં મોટા રોપાનાં નથી હોતાં. ચાહના ઝાડ ઉપર જે સીંગ થાય છે તેમાં બી હોય છે. એ બી સૂકવીને નવેમબર માસમાં રોપે છે. રોપા થોડા મોટા થાય એટલે તેમને ઉખેડી છેટે છેટે હાર બંધ રોપે છે. એ રોપાઓને ત્રણ ચાર વરસ સુધી મોટા થવા દે છે. એ રોપાઓની આસપાસ નકામો પાલો ઉગ્યો હોય તે કાઢી નાંખે છે. રોપા મોટા થાય છે, ત્યારે તેની ઉપર લીંબુરીના ઝાડપર જેવાં ફુલ થાય છે તેવાં તેની ઉપર થાય છે તથા તેની ઉપર સીંગ ઉગે છે. એ સીંગમાં ત્રણ બી હોય છે. રોપા ઉપરથી પેહેલાં નાનાં તથા મધ્યમ કદનાં પાતરાં તોડે છે. વરસમાં ત્રણ વખત એ પાતરાં તોડવામાં આવે છે. પાતરાં તોડવાને બાઇડીઓને તથા છોકરાંઓને કામે લગાડે છે. એક બાઇડી દર રોજ દશ રતલ જેટલાં પાતરાં તોડે છે, ચાર રતલ લીલાં પાતરાંની એક રતલ સૂકી ચાહ બને છે. પેહેલી વખતે તોડેલાં પાતરાંની ચાહ ઘણી સારી બને છે. પાતરાંને ખુલી હવામાં પાથરી મૂકે છે, જેથી તે ચીમરાઈ જાય છે. પછી તેને બાંબુની મોટી ઝાબમાં મૂકી પગે પગે મસલે

છે જેથી પાતરાંની દાંડી તથા શાખા હોય તે ભાગી છૂટાં પડે છે. પછી તેને હાથે હાથે મસલે છે, એટલે પાતરાં અમળાઇને ગોળાકાર થાય છે. ત્યાર પછી આતસની ભઠ્ઠી ઉપર લોઢાનું વાસણ મૂકી તેમાં પાતરાં નાંખી એક કલાક સુધી ધીમી આંચે ગરમી આપે છે. પછી તેને તડકે મૂકવે છે. એટલી ક્રિયા ખેડુત કરે છે. ખેડુત ત્યારપછી ચાહેના વેપારીને તે ચાહે વેચે છે. એ વેપારી ચાહે તૈયાર કરવા માટે બીજી ઘણી જાતની ક્રિયા કરે છે. બાંબુની બનાવેલી મોટી ચારણીમાં તે ચાહેને ચારી કાઢે છે; જેથી નાનાં મોટાં પાતરાં છૂટાં પડે છે. પછી લોઢાના કડાઇમાં નાંખી ધીમી આંચવાળી ભઠ્ઠી ઉપર મૂકે છે ને તેમાંથી સઘળો ભીનાસ કાઢી નાંખે છે. સઘળાં પાતરાં એક સરખી રીતે ગરમ થાય તે માટે તેને હાથે ફેરવ ફેરવ કરે છે. ચાહને ખુસબોદાર કરવા માટે ગુલાબ તથા મોગરાનાં ફુલ વાપરેછે. ચાહેને તથા મોગરાને સાથે મેળવી ત્રણ દીવસ સુધી પેટીમાં ભરી રાખે છે. પછી તેમાંથી થોડી થોડી ચાહે લેઇ કપડાની કોથળીમાં ભરી પગે પગે મસલે છે, જેથી ફુલનો કસ ચાહેમાં ઉતરે છે. પછી એ ચાહે ચારણીમાં નાંખી ચારી કાઢે છે, એથી ફુલ છૂટાં પડી જાય છે. એ તૈયાર કરેલી ચાહેને બાકસોમાં ભરી પેક કરે છે, ને પછી દેશાવર ખાતે મોકલે છે.

---

## શેહેરની બાંધણી.

ચીન દેશના સર્વે મોટાં શેહેરોને આસપાસ દીવાલ બાંધી ઘેરી લીધેલાં હોયછે. પીકીન ચીન દેશનું મુખ્ય શેહેર છે. દેશના ઉત્તર ભાગમાં પીઇહો નદી ઉપર તે આવેલું છે. પીકીનમાં એક નેહેર બાંધેલી છે, જે ૭૦૦ માઇલ સુધી

દક્ષિણે લંબાય છે. એ નેહેરની મદદથી પીકીન તથા આસપાસના શેહેરો સાથે મોટો વેહેવાર ચાલે છે. પીકીનની પોહોળી વસ્તીને અનાજ પુરો પાડવા માટે એ નેહેર મૂખ્ય સાધન છે. પીકીન દરીઆથી ૧૧૦ માઈલ દુરે આવેલું છે. શેહેરને ઉત્તર અને દક્ષિણ ભાગમાં વેહેંચી નાખેલું છે. ઉત્તરના ભાગમાં તાતાર લોકો (જેઓ હાલના રાજ કરતા બાદશાહની જાતના મુસલમાન છે,) તથા ચીનાઓ રહે છે. દક્ષિણ ભાગમાં ચીના વેપારી રહે છે. ઉત્તર અને દક્ષિણના વચલા ભાગમાં બાદશાહ પોતાના કુટંબ સાથે રહેછે. એ વચલો ભાગ સાત માઇલ ઘેરાવામાં છે. એમાં મોટા મોટા મેહેલો, ફરવા હરવાની જગા, બાગ, તલાવ, વગેરે બાદશાહના કુટંબના વપરાસ માટે બાંધેલાં છે. એ મેહેલોમાં બાદશાહના કુટંબ, તેમની દાસીઓ તથા ખોજાઓ સીવાય બીજા કોઇને જવાનો હુકમ નથી. એજ ભાગમાં મોટા દેહેરાં, સરકારી દફતરખાનું, તથા સરકારી કામકાજ માટે વજીર તથા બીજા મોટા અમલદારોની આફીસો આવેલીછે. સરકારી મોટી કાલેજ, આબસરવેટરી, (વેધશાળા) પરીક્ષા લેવાની જગા, અને સરકારી સર્વે આફીસો આવેલી છે. એજ ભાગમાં અંગ્રેજ, ફ્રેન્ચ, જરમન, રૂશિયન, ડચ, સ્પેનીશ, બેલજીઅમ, અને અમેરીકન કોનસુલેટો (એલચીઓની આફીસો,) આવેલી છે. કોનફ્યુશિઅસનું મોટું દેહેરૂં પણ એજ ભાગમાં આવેલું છે. એ દેહેરામાં દરવરસે બાદશાહ પોતે પુજા કરવા જાય છે. મુસલમાનોની મસીદો પણ એજ ભાગમાં બાંધેલી છે. પીકીન શેહેરના રસ્તા ઘણા પોહોળા છે. આટલું મોટું શેહેર છતાં ખ્યદઓમાં પેહેલી પંક્તિનું ગણાય છે.

પીકીનમાં એક દેહેરામાં મોટો ઘંટ છે. જે ઈ. સ. ની ચઉદમી સદીમાં બનાવવામાં આવ્યો હતો. એ ઘંટની

ઉંચાઈ વીશ ફીટ છે ને તેનો તળીયાનો ઘેરાવો તેત્રીશ ફીટ છે. એનું વજન ૧૨૦૦૦૦ રતલ છે. ઘંટની બાહાર તથા અંદર ચીનાઈ લેખ લખેલા છે. જેના એકંદર શબ્દો ચોરીયાસી હજાર છે.

એ શેહેરમાં સરકારી મોટું દફતરખાનું છે. એ દફતરખાનામાં પ્રાચીન તથા અર્વાચીન કાળના પુસ્તકોનો મોટો ભંડાર છે.

ઈ. સ. ની સતરમી સદીમાં યુરોપથી જે જેસ્યુટસો પીકીન શેહેરમાં પોતાના ધર્મનો ફેલાવો કરવા આવેલા હતા તેમાંનાં કેટલાકોની ઘોર હજી એમની એમ અનામત છે. એ ઘોરો ઉપર લાટીન તથા ચીનાઇ ભાષામાં લેખ કોતરેલા છે.

ચીનમાં **મોટી દીવાલ** બાંધેલી છે. તે પીકીનથી પચાસ માઇલને છેટે છે. એની લંબાઈ ૧૩૦૦ માઇલ છે. ઉંચાઇ પચીસ ફીટથી પચાસ ફીટ સુધી છે. પોહોલાઈ બારથી વીશ ફીટની છે. એ દીવાલ પર સો સો ફીટને છેટે બરૂજ બાંધેલા છે. એ દીવાલ તાતાર લોકોને ચીન દેશ ઉપર હુમલો લાવતા અટકાવવાને માટે ઈ. સ. પૂ. ૨૧૩ માં બાંધવામાં આવી હતી.

બાદશાહના મેહેલનાં છાપરાં ઉપર પીળાં રંગનાં નળીઆં જડેલાં હોય છે.

પીકીન શેહેર ઈ. સ. ૧૮૪૨ માં અંગ્રેજ લોકોએ લડાઈ કરી તાબે કર્યું હતું. ત્યાર પછી ઈ. સ. ૧૮૫૭ માં અંગ્રેજ તથા ફ્રેન્ચે એ શેહેર લઇને બાદશાહનો મેહેલ લૂટી લઈ બાળી નાખ્યો હતો.

ચીન દેશનાં બીજાં મોટાં શેહેરો કનતાન, ફુચાઉ, શેહેન્ગાઈ, નિન્ગપો, અમોય વગેરે છે. ઘણાં ખરાં બધાં શહેરની બાંધણી તથા દેખાવ એક સરખો હોય છે.

કનતાન શેહેર પર્લ નદી ઉપર આવેલું છે. એમાં ઘણો મોટો વેપાર ધીકે છે. એની વસ્તી પંદર લાખ કરતાં વધારે છે. બીજા દેશનો કોઇ માણસ પેહેલાં કનતાનમાં આવે તો તે એ શેહરની બેહોલી વસ્તી, નદીમાં ફરતાં નાનાં મોટાં હજારો વાહાણો તથા મછવા, નદીમાં ઝુંપડાં બાંધી રેહેનારા લખો લોકો, એકજ ઘાટનાં ઘરો, ઘણાખરા એક સરખા પોશાકમાં ફરતા લાંબી ચોટલીવાળા માણસો જોઇ છક થઇ જયા વગર રહે નહીં. પર્લ નદીમાં મોટી મોટી સ્ટીમરો ફરે છે. એ નદીમાં પચીસ ફીટ કરતાં વધારે પાણી રહે છે. અને એની લંબાઇ નજદીક ૧૭૦૦ માઇલની છે. નદીમાં રેહેનારની સંખ્યા લખોની છે. તેમાં ઘણા લોકો મછવામાંજ ઘરબાર કરી રહેલાં છે. જમીનપર તેમનાં ઘરબાર હોતાં નથી. એ નદીમાં રેહેનારા લોકો માટે જોઇતી સરવે જાતની જણસો વેચનારાઓ મછવામાં મૂકી નદીમાં ફરતા ફરે છે.

કનતાન શેહેર ઇ. સ. પૂ. ૩૦૦ માં બાંધવામાં આવ્યું હતું. એ શેહેરના મોહોલા ઘણા સાકડા છે. તેમાં કેટલાક મોહોલા ભાગ્યેજ ચાર ફીટ પોહોળા હોય છે. કોઇજ મોહોલો દશ ફીટ પોહોળાઇનો હશે. ગરમીના દિવસમાં મોહોલામાં તડકું ન પડે કરી સામ સામેના છાપરાં, સાદડી, પાટીઆં, કે બીજી કાંઇ વસ્તુથી જોડી નાંખે છે. તડકુ બંધ થયાથી હવા પણ તદન બંધ થઇ જાય છે. ચીનાઓનાં ઘર વગર માળાનાં હોય છે. ઘર કાળી ઇંટનાં બાંધેલાં હોય છે. દીવાલને ચુનો લગાડવાંમાં આવતો નથી. ઘરનાં છાપરાં પણ કાળાં કરે છે. શેહેરના મોટા તથા નાના દરેક મોહોલામાં પથરની લાદી પાસે પાસે જડેલી હોય છે. જેટલો રસ્તો પોહોળો હોય તેટલી લાંબી લાદી વાપરે છે. લાદીની પોહોળાઇ એક ફુટ ક-

રતાં વધારે હોય છે. લાદીની નીચે ગટર બાંધેલી હોય છે. એ ગટરમાં વરસાદનું પાણી તથા ઘરના વપરાસનું પાણી જાય છે. ગટરમાં ગંદુ પાણી ભરાઈ જાય ને રસ્તા પર પાણી જમા થાય તે છતાં કોઈ દીવસે સરકારી માણસો અથવા મોહોલાના લોકો તે ગંદુ પાણી કાઢી નાખવાને દ-રકાર કરતા નથી. કેટલીક વખતે જેઓ ખેતીનું કામ કરે છે તેઓ લાદીઓ ઉંચકી ગટરમાં ભરાયલું કાદવ સુધાનું ગંદુ પાણી કાઢી લેઈ જાય છે. એ પાણી ભાજી તરકારીની ખેતીમાં ઘણું કામે લાગે છે.

શેહેરના ઘણાક મોહોલાનાં નામો વિચિત્ર છે; જેવા કે પીસ સ્ત્રીટ, બ્રાઈટ કલાઉડ સ્ત્રીટ, સ્ત્રીટ આફ બીનેવો-લન્સ એન્ડ લવ, સ્ત્રીટ આફ યવર લાસ્ટીંગ લવ, સ્ત્રીટ આફ હંડ્રેડ ગ્રાન્ડસનસ, સ્ત્રીટ આફ રીફ્રેશીંગ બ્રીજ, પર્લ સ્ત્રીટ, મારકેટ આફ ગોલડન પ્રોફીટસ સ્ત્રીટ, વગેરે.

દરેક મોહોલાને નાકે મોટા દરવાજા હોય છે. એ દરવાજા રાતના બંધ કરવામાં આવે છે. મોહોલે મોહોલે એકકો દાંડીઓ રાખેલો હોય છે. તે રાતના આખા મોહો-લામાં ઢોલ વગાડતો ફરીને ચોકી કરે છે. રાતના કોઈ માણસને દુરના બીજા મોહોલામાં જવું હોય તો તેને દરેક મોહોલાનો દરવાજો ઉઘડાવવો પડે છે. રાતના કોઇ પણ ચીનાને હાથમાં દીવાનું ફાનસ લેયા વગર ફરવા દેવામાં આવતો નથી. ફાનસ ઉપર તે કોણને ઘરનો માણસ છે તથા તેનું ઠેકાણું લખેલું હોય છે. રાતની વેળા માદ-રીના સીપાઇઓ સાથે મોહોલે મોહોલે ફરવા નીકળે છે. દરેક મોહોલામાં ચાલતાં ચાલતાં શંખ ફુકે છે તથા બં-દુકના બાર કરે છે; એથી ઉલટી ચોરોને સંતાઈ જવાની ચેતવણી મળે છે ને તેઓ ચીમાઇ બેસે છે. ચોરો ઘણા બારા ઘરનાં છાપરાં ઉપરથી આવી બારણાં ભાંજી અંદર

દાખલ થાય છે. ચીનાઓનાં સઘળાં ઘરો એક એક સાથે જોડાયલાં હોય છે તેથી કોઈ પણ માણસ ઘરોનાં છાપરાં ઉપરથી દુર સુધી જઈ શકે છે. ઘણા ખરાં બધાં ઘરોનાં છાપરાં ઉપર માચડા બાંધેલા હોય છે. માચડા ઉપર જવાનો રસ્તો ઘરમાંથીજ દાદર મુકી કરેલો હોય છે. દાદર આગળ દાદરબારી હોય છે. માચડા ઉપર તડકાંમાં કપડાં સુકવવા મુકે છે. ગરમીના દિવસમાં લોકો માચડા ઉપર ખુલી હવા ખાવા બેસે છે, તથા જ્યારે આસપાસના મોહોલ્લામાં આગ લાગી હોય તે વખતે દરેક જણ માચડી ઉપર જઈ આગ કયાં લાગી છે તે જોય છે. થંડીના દિવસમાં ચોરોનું તથા આગનું જોર વધારે હોય છે. ચોરો ચોરી કરવા માટે ઘણી વખતે આગ લગાડે છે. થંડીના દિવસમાં મોહોલ્લામાં બાંબુનો ઉંચો માચડો બાંધે છે. એ માચડો પચાસ ફીટથી વધારે ઉંચો હોય છે. એ માચડા ઉપર રાતના એક ચોકીબાન રહેછે. એ ચોકીબાન શેહેરના દુરના ભાગો ઉપર નજર કરતો રહેછે. કોઈ પણ ઠેકાણે આગ લાગેલી માલમ પડે એટલે તરત તે થાળ, વગાડી મોહોલ્લાના રખેવાળને ચેતાવે છે. એ રખેવાળ આખા મોહોલ્લાના લોકોને બુમ પાડી જગાડે છે ને કયાં આગ લાગી છે તે જણાવે છે. ઘરના લોકો તરત પોતાના માચડા ઉપર જઈ આગ જોય છે. જો નજદીક લાગી હોય ને પોતાનું ઘર ધાસ્તીમાં હોય તો ઘર તરત ખાલી કરવા મંડી જાય છે. જે મોહોલ્લામાં આગ લાગી હોય તેની આસ પાસના મોહોલ્લાના લોકો માચરા ઉપર ઉભા રહી આગ હોળવાય ત્યાં સુધી થાળી વગાડયા કરે છે. મોહોલ્લા સાંકડા તેથી વરાળથી ચાલતા બુમબા આગ હોળવવામાં કામે લાગતા નથી. દરેક મોટા ઘરમાં તથા મોટી વખારમાં હાથના નાના બુમબા હોય છે. જેવી

આગની થાળી સાંભળે એટલે બુમબો લેઇ આગ હોલ-વવા માણસો નીકળી પડે છે. એ બુમબા ઘણા નાના હોય છે. કોઈ પણ ઠેકાણે આગ લાગે એટલે દશ બાર બુમબા આગ હોલવવા આવે છે. દરેક બુમબા સાથે પચાસ ઉપર માણસ આવે છે. તેમાં કેટલાક હાથમાં પાણીનાં ટપ લેઇ દોડે છે, કેટલાક બુમબો ચલાવી લેઈ જાય છે ને કેટલાક હાથમાં દોરડાં તથા આંકડીઓ લેઈ દોડે છે. એ બુમબામાં પાણી નાખે તોજ કામ કરી શકેછે તેથી નદી કે કુવામાંથી પાણી લાવી તેમાં નાખે છે. જેમ જલદી પાણી બુમબામાં પડે ને તે બુમબો ચલાવવા જેમ ઘણાં માણસો કામે લાગે તેમ બુમબાની ચામડાની નળીમાંથી ઉંચે પાણી ફુટે છે. આગ લાગે ત્યારે સરકારી માણસો તે હોલવવાને મદદ કરતા નથી પણ લોકોજ ખુશીથી એક બીજાને મદદે લાગે છે.

જ્યારે જ્યારે આગ લાગે છે ત્યારે કોઈજ વખતે બે ચાર ઘરો બળી હોલવાઈ જાય છે. ઘણી વખતે દશ, પંદર, સો, દોઢસો ઘરો થોડા વખતમાં બળી જાય છે. એટલાં બધાં બળી જાય છે તેનું મુખ્ય કારણ મોહોલા સાંકડા હોવાને લીધે આસપાસના તથા સામેના ઘરો જલદી ભડકો લેઈ ઉઠે છે. જ્યારે મોટી આગ લાગે છે ત્યારે લુટાલુટ ઘણું ચાલે છે. ઘણી વખતે લુચ્ચા લોકો નાના પગવાળી ઓરતોને તથા બચ્ચાંને આગની વખતે ચોરી જઈ વેચી નાખે છે.

આગ હોલવાઇ ગયા પછી આગ હોલવનારા મો-હલાના સર્વે ઘરોમાંથી ઉઘરાણું કરી તેની ઉજાણી કરે છે.

ચીનમાં પથરનો ઘણો ઉપયોગ કરવામાં આવે છે. શ્રીમંતના ઘર તથા મોટાં દેહેરામાં પથરનો ઘણો ઉપયોગ કરે છે. દેહેરાંમાં પથરના સ્તંભો હોય છે. તે વીશથી

પચીશ ફીટ જેટલા ઉંચાઇમાં હોય છે. એવા સ્તંભો એ-
કજ પથરના બનાવેલા હોય છે. ઇ. સ. ૧૮૬૦ માં ચી-
નનો બાદશાહ મરણ પામ્યો ત્યારે તેની કબર માટે આરસ
પાહાણનો એક મોટો પથર ૬૦ માઈલ દુરથી પીકીન શેહે-
રમાં લાવવામાં આવ્યો હતો. તે પથર વીશ ફીટ લાંબો,
બાર ફીટ પોહોળો અને બાર ફીટ જાડો હતો. એ પથરને
ગાડામાં મૂકી ઘસડી લાવવાને છ સો ઉપર ઘોડા કામે
લગાડયા હતા. એ ઘોડાની હાર પા માઇલ જેટલી લં-
બાઇ હતી. થોડા થોડા ઘોડાને છેટે એક માણસ હાથમાં
વાવટો લેઈ ચાલતો અને બીજો માણસ ઘંટ લેઈ ચાલતો.
જ્યારે સર્વે ઘોડાઓને ઉભા રાખવાના હોય ત્યારે ગાડાં
આગળ ચાલતો માણસ વાવટાથી તથા ઘંટના અવાજથી
પોતાથી આગળ ચાલતા માણસને ઘોડાઓને ઉભા રાખ-
વાને ચેતવણી આપતો. એ માણસ વળી આગળ ચાલતા
માણસને એજ પ્રામણે ઘોડા ઉભા રાખવાને ચેતવણી
આપતો. જ્યારે સઉથી પેહેલાં ચાલતા માણસને ઘોડાઓ
થોભાવવાની ખબર મળતી એટલે સર્વે ઘોડાઓ એકદમ
સાથે ઉભા રહેતા. એજ મુજબની નીશાણીથી સર્વે ઘોડાઓ
સાથે ચાલવા માંડતા.

---

## રાજ.

જેમ બીજા દેશના રાજાનો વડો દીકરો તેના પછી
ગાદીએ આવે છે તેમ ચીન દેશના બાદશાહના મરણ
પછી તેનો દીકરો ગાદીએ આવતો નથી, પણ હયાત બા-
દશાહ જેને પોતાનો ગાદી વારસ ઠેરવી જાય તેને ગાદી
મળે છે. ગાદી વારસ કોઈ વખતે વડો છોકરો હોય છે,
કોઈ વખતે નાનો છોકરો હોય છે, ને કેટલીક વખત

બાદશાહ પોતાના સગાને અથવા પારકા ધણીને ગાદી વારસ કરે છે.

જ્યારે નવો રાજા ગાદી પર બેસે છે ત્યારે તેની ઉમરમાં ત્રણ વરસનો વધારો કરવામાં આવે છે. એક વરસ ઈશ્વર તરફની બક્ષેસ, એક વરસ પૃથ્વી માતાની બક્ષેસ, અને એક વરસ તેના વજીર ઉમરાવોની બક્ષેસ. એમ ત્રણ વરસ ઉમેરવામાં આવે છે. નવો બાદશાહ વીશ વરસની ઉમરે ગાદીએ આવે તો તેની ઉમર તેવીશ વરસની ગણાય છે.

ચીનમાં બાદશાહ રાજ્ય કરે છે, તે છતાં રાજ પ્રજા સત્તાક રાજ્ય જેવું લાગે છે; કારણ કે બાદશાહ મુસલમાન હોય કે ચીનો હોય તો પણ અસલી રીવાજ મુજબ રાજ ચલાવે છે. જ્યાંસુધી બાદશાહ દેશના રીવાજને માન આપી કામ લે છે ત્યાં સુધી રૈયત સરકારના કામની વચ્ચે આવતી નથી.

દુન્યામાં સેંકડો રાજ્ય ઉભાં થયાં ને પડી ભાગ્યાં તથા રૈયતનો પણ નાશ થઇ ગયો, પણ ચીનમાં જે રૈયત અસલ હતી તેજ રૈયત હાલ પણ હયાત છે. તેનું કારણ આટલુંજ જે ચાલુ રીવાજ પ્રમાણે રાજ્ય ચાલ્યાથી એક સંપ રહે છે ને વસ્તીમાં વધારો થતો જાય છે.

ચીનમાં હાલમાં જે બાદશાહ રાજ કરે છે તે મનચુરીઆ પ્રાંતના મુસલમાનની ઓલાદનો છે. ઇ. સ. ૧૬૪૪ માં મનચુરીઆના મુસલમાનોએ ચીન દેશ જીતી લીધું હતું. એ વખતે ચીનમાં મોટો બળવો ચાલતો હતો. બળવાખોરોનો સરદાર લસી ચીંગ કરી હતો. એ સરદારે બાદશાહના લશ્કરને હરાવી ઘણા મુલકો જીતી લીધા, ને પીકીન શેહેર સુધી ધસી આવ્યો. બાદશાહનો એક વુ શાન કવે કરી મોટો જોધ્ધો હતો, તેને મનચુરીઆની ભટકતી જાતના મુસલમાનો ચીનની માંહમાંહેની

લડાઇનો લાભ લઇ દેશપર ઉતરી નહી આવે માટે મોટું લશ્કર આપી તેમને અટકાવવાને મનચુરીઆની હદ સંભાળવા મોકલ્યો હતો. લેસી ચીંગે બાદશાહી લશ્કરને હરાવી પીકીનનો કબજો લીધો ત્યારે વુ શાન કવે સરદાર ધાસ્તીમાં આવી પડયો, તેથી તેણે પોતાના દુશમન મનચુરી-આના મુસલમાન સરદારની મદદ માગી. એમની મદદ વડે હુલડખોરોને હરાવી રાજમાં પાછી સમાધાની કીધી. મુસલમાન સરદારે પીકીનનો કબજો લેઇ બીજા સરદારોને જુદા જુદા પ્રાંતોમાં રાજ્ય કરવા મોકલ્યા. વુ શાન કવેને ઘણો પસતાવો લાગો. કારણ કે હવે તો મુસલમાન લોકો રાજ્યના ધણી થઇ બેઠા. ચીનાઇ રૈયત પણ પોતાની ઉપર મુસલમાન બાદશાહને રાજ કરતો જોઇ ઘણી ઉસ-કેરાઈ ગઈ. પણ રૈતમાંજ પોત પોતામાં ફાટ પડેલી તેથી પારકી જાતના બાદશાહને હાંકી કાઢવાને એકત્ર થયા નહીં; એ વખતથી આજ દીન સુધી ચીનાઇ રૈયત મુસલમાની બાદશાહના હુકમમાં રહેલી છે. એ બનાવ જે વખતે ઇંગ્લાંડમાં ક્રામવેલ યુધ્ધ મચાવતો હતો તે વ-ખતે ચીનમાં બનતો હતો.

ચીનમાં બાદશાહ આપઅખત્યારીથી રાજ ચલાવે છે. પણ તેને તેના કામમાં મંત્રીમંડળના સભાસદો મ-દદ કરે છે. એ સભાસદો દેશના અઢાર પ્રાંતના મોટા નાના સર્વ અમલદારોના કામપર દેખ રેખ રાખે છે.

દરેક પ્રાંતમાં એક સુબો નીમવામાં આવે છે. તેની નોકરીની મુદત ત્રણ વરસની હોય છે. સુબાના હાથ નીચે ગવરનર, ખજાનચી, પ્રોવીનશીઅલ જડજ, સાલ્ટ કમી-શનર, પ્રોવીશન કમીશનર, પ્રીફેકટ, મરીન ઇન્સ્પેકટર, લીટરરી ચાનસીલર, મેજીસ્ટ્રેટ, તારતરી જેનરલ વગેરે છે. સુબો એ સઘળાનો સર્વોપરિ છે.

અજાનચીનો ઓધ્ધો મોટો માનવાળો ગણાય છે. આખા પ્રાંતનું મેહેસુલ વસુલ કરી પીછીન મોકલે છે. દરેક સરકારી અમલદારનો લવાજમ ચુકવવાને એને સોંપેલું છે. જાહેર બાંધકામ પણ એનાજ ઉપરીપણા હેઠે બંધાય છે.

પ્રોવીનશીઅલ જડજ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારોની પરીક્ષા લે છે. ગુનેહગારોને સજા કરે છે. એના હાથ હેઠલના સર્વ માદરી તથા પ્રીફેકટ એના હુકમ મુજબ ચાલે છે. નીચલી કોરટના ચુકેલા કજ્યા ઉપર દેખરેખ રાખે છે. એ જડજને મોટી સત્તા તથા જોખમને ઓહ્દો છે. એને ચરવાનું બહુ મળે છે.

સાલ્ટ કમીશનર મીઠું પકવનાર ને વેચનાર ઉપર દેખરેખ રાખે છે. મીઠાની આવકનાં નાણાં તીજોરીમાં ભરવાને એને ફરમાવેલું છે. એ નાણાં વેળાસર તથા બરાબર તીજોરીમાં નહીં ભરે તો એને મોટી સજા ખમવી પડે છે. એ કારણથી પૈસાદાર લોકોને મીઠું પકવવા માટે ફરજ પાડે છે. મીઠું પકવવા કંટ્રાકટ આપવામાં આવે છે. એ કંટ્રાકટમાં લોકો પાયમાલ થઈ જાય છે. જ્યારે કંટ્રાકટર પાયમાલ થઈ જાય છે, ત્યારે તે ગામમાંથી નાસી જાય છે, કારણ કે સરકારને લેહેણું નહીં ભરેતો તેને ભારે સજા કરવામાં આવે છે. જ્યારે બીજો નવો કંટ્રાકટર કંટ્રાકટ લેવા આવે તો તેને આગળા કંટ્રાકટરે જે સરકારમાં લેહેણું ન ભર્યું હોય તે ભરવાને પેહેલાં ફરજ પાડે છે. જો કોઈ શ્રીમંત મીઠાનું કનટ્રાકટ નહીં લે તો તેને કંઇને કંઈ બાહાને હેરાન કરે છે. તેથી તેને કંટ્રાકટ લેવું પડે છે.

પ્રીફેકટ ગામડાંઓમાં હાકમી ચલાવે છે. મરીન ઈન્સ્પેકટર દરીઆઈ સંબંધી કામ કાજ ઉપર દેખ રેખ રાખે છે. તારતાર જેનરલ ચીનાઈ તથા તારતારી લ-

શ્કર ઉપર સરદારી ભોગવે છે. દરેક પ્રાંતમાં એકેકો તા-
રતાર જેનરલ રાખેલો છે. રાજકર્તા પોતે તારતાર જા-
તનો છે, તેથી પોતાનીજ જાતનો લશ્કરી સરદાર સર્વ
ઓહ્દેદારોના કામ પર નીગાહ રાખવા નીમે છે. રાજની સામે
કાંઇ પણ વિરૂદ્ધ બનાવો બને કે તે તરત પીકીન બાદશાહ
પર લખી વાળે છે.

આખા દેશની સરકારી જાહેર ખબરો તથા કામ-
કાજ પીકીન ગેઝેટ નામના સરકારી નુસપેપરમાં છપાય છે.
એ નુસપેપર સર્વ અમલદારો ઉપર મોકલવામાં આવે છે.
સરકારી જાહેર ખબરો લોકોની જાણ માટે મોટા કાગળ
પર મોટા અક્ષરે છપાવી દરેક મોહોલે દીવાલ પર તે કા-
ગળ ચોટાડે છે.

દરેક નાના ગામડામાં એકેક કોનસ્ટેબલ હોય છે.
તે આપણા ગામના પટેલની માફક કામ કરે છે. તેની
હદમાં સમાધાની રાખવાનું કામ તેનું છે. ગામડામાં
મોટી મારામારી થાય ને તેનાથી તેની શાન્તી ન થઈ
શકે તો પોતાના ઉપરી ઉપર તરત ખબર કરે છે. ખ-
બર કરવામાં ઢીલ કરે તો તેને પકડી બાંધી ફટકા માર-
વામાં આવે છે, ને ચાકરી ઉપરથી દુર કરે છે. એ કો-
નસ્ટેબલની ચાકરી વંશપરંપરા ઉતરે છે.

ચીનમાં માદરીને પોતાની જન્મભૂમિમાં ઓહ્દો
આપવામાં આવતો નથી; કારણ કે ત્યાં તે અપક્ષપાત
રીતે ઇનસાફ ન કરી શકે. જે ગામમાં માદરી ઓહ્દો
ભોગવતો હોય તેજ ગામમાં તેના બાપને રહેવા મનાઈ છે,
કારણ કે કોઈ વખત સરકારી કામમાં બાપ પોતાના વિચાર
દીકરાને આપે, પણ તે વિચાર દીકરાના વિચારથી વિપ-
રિત હોય, ને દીકરો બાપના વિચાર મુજબ કામ ન કરે
તો બાપ તરફની ભક્તિ તથા માનને આડો આવેલો ક-

હેવાય, જે ચીનાઓમાં મોટામાં મોટું પાપ સમજવામાં આવે છે. કેટલીક વખતે બાદશાહના હુકમથી બાપ ને દીકરો એકજ ગામમાં વસે છે.

લશ્કરી સરદારને લડાઈની વખતે તેના માબાપને સાથે લેઈ જવા દેવામાં આવતાં નથી; કારણકે રણભૂમિમાં માબાપ તરફના પ્યારને લીધે તેનું લડવાનું જોર ઓછું થઈ જાય છે.

સરકારી મોટા ઓદ્ધાઓ અમીર ઉમરાઓ ભોગવતા નથી, પણ કોઇબી માણસે સરકારી મોટી પરીક્ષા આપી હોય તેનેજ સરકારી ઓદ્ધા મળે છે. ઘણી વખતે ઘણા ગરીબના છોકરાઓ રાજમાં મોટા ઓદ્ધા ભોગવે છે.

ચીનાઓ જુના વિચારને વળગી રહેનારા છે. રાજ પણ અસલી રૂઢિથી ચલાવવામાં આવે છે. "ચાઈનીસ કલાસીકસ"(કોનફ્યુશીઅસે બનાવેલી ચોપડીઓ) માં જે જે વિચારો દર્શાવેલા છે તેજ માફક રાજ, ઘર સંસાર, દેવ પૂજા વગેરે કરવામાં આવે છે. એ ચોપડીઓ છોકરાઓને બચપણથી શીખવવામાં આવે છે. એજ ચોપડીઓ શીખ્યા પછી મોટી પરીક્ષા આપવામાં આવે છે.

જેમ બીજા રાજ્યોમાં સરકાર પોતાના નોકરોને રાજની સારી સેવા માટે ખેતાબો આપે છે, તેમ ચીનમાં બાદશાહ પોતાના નોકરોને ખેતાબો આપે છે. જો કોઈ ઓહોદેદાર સારાં કામ કરી મરી ગયો હોય તો તેના મરણ બાદ તેને ખેતાબ આપવાનો રીવાજ છે. બાદશાહ કોઈ ઓહોદેદારને ખેતાબ આપે તો તે બાદશાહને અરજી કરી પોતાના બાપને પોતાથી ચઢતો ખેતાબ અપાવે છે. જો દીકરો ખેતાબ ભોગવે ને બાપને ખેતાબ નહી હોય તો

બાપની સેવામાં બાધ થયલો ગણાય છે. ઘણી વખતે બાપ મરી ગયો હોય તે છતાં દીકરો તેને ખેતાબ આપાવે છે; જે ઘણું માન ભરેલું ગણાય છે.

કોઇ ઓહદેદારને તેની રાજ તરફની મોટી સેવા માટે બાદશાહએ મોટામાં મોટી નવાજેસ કરવી હોય તો તેને એક જાતના પક્ષીના પીછાં ભેટ આપે છે. એ માન કોઇજ ભાગ્યશાળીને મળે છે. જ્યારે જ્યારે બાદશાહને તે મળવા જાય છે, ત્યારે તે પીછ પોતાની ટોપીમાં ખેહેરી જાય છે. લશ્કરી સરદારને પણ તેની બાહાદુરી માટે એ પીછની નવાજેસ કરે છે.

વળી ચીનાઓમાં એવો રીવાજ છે જે એક ઠેકાણે બાપ સરકારી ચાકરી કરતો હોય ને ત્યાંજ દીકરાને બાપ કરતાં વધારે મોટા ઓહદાની ચાકરી મળે તો દીકરો તે ચાકરી કબુલ કરતો નથી. કારણ કે એમ કર્યાથી બાપને અપમાન થયેલું સમજે છે; તેમજ મોટો ભાઈ નાના ભાઈ કરતાં નાનો ઓહદો માગવી શકતો નથી. કાકા ભત્રીજા પણ એમજ કરે છે. બે પ્રાણપ્રિય મિત્ર હોય તેઓ એકજ ઠેકાણે એક બીજાથી ઉતરતો ઓહદો માગવી શકતા નથી. ચીનાઓમાં એવો રીવાજ છે જે કુટુંબના વડાને નમીને ચાલવું.

ઘર બારના વેચાણનાં લખત પર સરકારી સ્ટાંપ મારવામાં આવે છે. જેની ફી સેંકડે સાતથી આઠ ટકા છે. જો પાંચ વરસમાં વેચાણનાં લખત વિષે સરકારને જાહેર ન કીધુ હોય તો તે લખત રદ ગણાય છે, ને સરકાર મીલકત પચાવી પડે છે.

ચીનમાં લાંચ રુસવત ઘણીજ ચાલે છે. કોઇ માણસને સરકારને અરજી આપવાની હોય તો તેને નાના અમલદારોથી મોટા અમલદાર સુધી નાણાં આપવાં પડે

છે. દરેક જણને પૈસાથી રાજી નહીં કરે તો તેની અ-
રજી ઠેકાણે પડતી નથી. સેહેજ કારણ માટે માદરીઓ
આબરૂદાર તથા શ્રીમંત માણસને બંદીખાને નાંખે છે.
બંદીખાનામાં તેને ખાવાનું મળતું નથી. બંદીવાન છૂટા
હાથે સરકારી અમલદારોને પૈસા આપે છે તો તેને ખા-
વાનું તથા રહેવાની સારી જગા મળે છે. નહીં તો ભુ-
ખમારાથી તથા બંદીખાનાના ગંદવાડથી થોડા વખતમાં
તે બાપડો મરણ તોલ થઈ જાય છે. ઇનસાફ કર્યા વગર
તેને લાંબો વખત સુધી બંદીખાનામાં રાખી મૂકે છે. જ્યારે
તેનાં નાણાં ખાઇને લાંચ્યા અમલદારો તૃપ્ત થાય છે, ત્યારે
તેને છોડી મૂકે છે. બંદીવાન ઉપર ગમે એટલો જુલમ
ગુજરે તેની ખબર વડા અફીની માદરીને પડતી નથી. જો
કોઇ માણસે માગતા લેહેણાની બીજા ધણી ઉપર સરકા-
રમાં ફર્યાદી માંડી હોય તો માદરી તરત પ્રતિવાદીને બો-
લાવી લાવવા પોતાના બેલીફને સમન આપી મોકલે છે.
પ્રતિવાદી બેલીફને પોતાના હાથમાં લઇ લે એટલે બેલીફ
આવીને કહે છે જે પ્રતિવાદી ગામમાં નથી. એ પ્રમાણે
લાંબો વખત સુધી રમત રમાય છે, ઘણી વખતે બેલીફ
વાદી પાસેથી પણ પૈસા ઓકાવે છે. જો બેલીફની કસુર
માદીરીની જાણમાં આવે છે તો તેને સોથી બસો ફટકા
લગાવી કાઢવાનો હુકમ આપે છે.

ચીનાઓ એવો ગર્વ રાખે છે જે પોતાના સિવાય
દુન્યાના સર્વ લોક જંગલી તથા અજ્ઞાન છે. બાદશાહ
પણ એવીજ મગરૂબી રાખે છે. પોતે ઇશ્વર તરફથી દુ-
ન્યાના લોકો ઉપર રાજ કરવા નિમાયલો સમજે છે. દુ-
ન્યાના સર્વ રાજ કર્તાઓને પોતાથી હલકા ગણે છે.

જ્યારે મોટો ઓહ્દેદાર મોટા વાંકમાં આવે છે ત્યારે
તેને પીકીન પકડી લાવવા માટે બીજા મોટા ઓહ્દેદારને

મોકલે છે. એ અમલદાર તેને ગળામાં સાંકળ ઘાલી કેદીની માફક પીકીન બાદશાહ આગળ લઈ જાય છે. ત્યાં તેની તપાસ ચલાવવામાં આવે છે. તકસીરવાર એહેદેદારે જેટલાં નાણાં લુચ્ચાઇથી આગળ ભેગાં કરેલાં હોય તે આ વખતે સર્વ ઓકવાં પડે છે. નાનાથી મોટા સર્વને મોટી મોટી લાંચ આપે છે તો તે છૂટી જાયછે. જો તે તકસીરવાર ઠરે છે તો તેને મારી નાંખવામાં આવે છે. તે ગુનેહગારે આગળ રાજની સારી સેવા બજાવી હોય તો તેને ગરદન મારવાનો હુકમ બાદશાહ આપતો નથી. તેને માટે એક રેશમી દોરી મોકલે છે; એ ઉપરથી ગુનેહગાર સમજી જાયછે જે બાદશાહે તેની ઉપર મેહેરબાની કરી સાધારણ કેદીની માફક મરવાનો હુકમ નથી આપ્યો પણ પોતાના હાથેજ ગળામાં દોરીથી ફાંસો દેઈ મરી જવાનો હુકમ આપ્યો છે. પોતાને હાથેજ ફાંસો દેઈ મરી જવું વધારે માન ભરેલું ગણાય છે.

સરકારી મેહેસુલ વસુલ કરનાર માદરી સરકારી તીજોરીમાં ધારા પ્રમાણે પૂરતું નાણું નહીં ભરે તો સરકારને ખોટ જાય છે; એમ થાય છે ત્યારે તે ન જાણે એવી રીતે તેનાં કુટુંબના ઘરનો ઝાડો લે છે. તેનું કુટુંબ ભભકામાં રહેતું હોય, અને ઘણી મીલકત ધરાવતું હોય તો સરકાર પેલા માદરી ઉપર સરકારી નાણાં ઉચાપત કરવાનું તોહોમત મેલે છે. તેનાં ઘરબાર, મીલકત વગેરે વેચી સરકાર પોતાનાં નાણાં વસુલ કરી લેછે. અને માદરીને પણ મોટી સજા કરેછે.

જ્યારે મોટા અમલદારે લાંબો વખત સુધી સરકારની નોકરી કીધી હોય તો સરકાર થોડા વખત સુધી ચાકરી છોડી તે અમલદારને તેના વતનમાં પોતાના કુટુંબ સાથે રહેવાને રજા આપેછે. જ્યારે તે પાછો આવે છે ત્યારે

તેને તેની જુની ચાકરી પાછી મળે છે. જો કોઈ ઓ-
હેદ્દેદારે લાંબી મુદત સુધી પોતાનાં માબાપને જોયાં ન હોય
ને તેઓ ઘરડાં થયાં હોય તો તે ઓહ્દેદાર સરકારની રજા
લઈ તેમના જરાપણામાં બરદાસ કરવાને ચાકરી છોડી
જાય છે. તેના માબાપ મરી ગયા પછી તે પાછો ચા-
કરી પર આવે છે તો તેને તેની ચાકરી પાછી આપવામાં
આવે છે.

જ્યારે કોઈ અમલદારના મા કે બાપ મરી જાય છે
તો તે પોતાને વતન જવા માટે તરત બાદશાહને અરજી
કરે છે. અરજીના જવાબ માટે પણ તે થોભતો નથી,
પોતાનું કામ બીજાને સોંપી ચાલી જાય છે. માબાપના
મરણ વખતે તે છોકરો તેમની ક્રિયા કરવામાં હાજર
નહીં રહે તો બાદશાહની મોટી ઈતરાજી તેના ઉપર થાય છે.
તેને ત્રણ વરસ સુધી માબાપનો શોક પાળવા ઘર આગળ
રહેવું પડે છે. મોટા અમલદારો પોતાના બાદશાહના તથા
રૈયતના વાહાલા થવા માગતા હોય તો પોતાનાં માબાપની
સેવા કરવા ભૂલતા નથી. માબાપના મરણ વખતે તે
ઓહ્દેદારના જવાથી સરકારનું કામ બગડતું હોય અથવા
ગમે એટલો ખરચ થતો હોય તે છતાં તેને જયા વગર
ચાલેજ નહી.

ચીન દેશમાં સરકારી એવો ધારો છે જે દર વરસે
દરેક પ્રાંતમાંથી સર્વથી મોટા અમલદારે ત્રણ જાતનાં ફળ
બાદશાહ માટે પીકીન મોકલવાં. એ ફળ ચીનાના નવા વરસને
દિવસે દેહેરાંમાં પૂજા કરતી વખતે બાદશાહને કામે લાગે
છે. એ ફળ ટોપલાઓ ભરી મોકલે છે. ઘણે છેટેથી
આવવાને લીધે ઘણાં ફળ બગડી તથા કોહી જાય તેથી
વધારે મોકલે છે. એક લશ્કરી અમલદાર તથા એક
માદરી ફળની સાથે પીકીન સુધી જાય છે. જો એ ફળ

નવાં વરસને ટાંકણે નહીં પુગે તો મોટા માદરીને સજા ખમવી પડે છે.

જ્યારે સૂર્ય કે ચંદ્રગ્રહણ થવાનું હોય છે ત્યારે બાદશાહનો જોશી બાદશાહને તે વિશે જણાવે છે. બાદશાહ દરેક પ્રાંતના સુબા ઉપર ગ્રહણ માટેની ખબર કરે છે. સુબો પોતાના હાથ નીચેના સર્વ માદરીઓને એ વિશે ચેતાવે છે. અને રૈયતની જાણ માટે મોહોલાની દીવાલો ઉપર જાહેરનામાં મારે છે. ચીનાઓ ગ્રહણ વિશે એવું જાણે છે જે સૂર્ય અથવા ચંદ્ર ઉપર મોટી આફત આવી પડી છે; અને કોઈ મોટો રાક્ષસ તેને ગળી જવાની પેરવી કરે છે. ગ્રહણની વખતે મોટા તથા નાના માદરી દેહેરાંમાં જઈ પૂજા કરે છે. ધર્મગુરૂને બોલાવી ભણતર બોલાવે છે. લુબાન, અગરબતી બાળે છે. ઘંટ થાળી તથા વાંજીત્ર મોટે સાદે વગાડે છે. પુષ્કળ ફટાકડા ફોડે છે. લોકો પણ એજ પ્રમાણે પોતાના ઘરમાં ક્રિયા કરે છે. જ્યારે ગ્રહણ છુટી જાય છે ત્યારે એ વેહેમી લોકો ખુશી થઈ જાય છે ને તેઓએ પૂજા કીધી, મોટા અવાજો કીધા તેથી રાક્ષસ બીહીને જતો રહ્યો એવું માને છે.

સરકારી અમલદાર બાહાર કામે જાય છે ત્યારે પાલખીમાં બેસીને જાય છે. દરેક ઓહોદેદાર પોતાની પદ્વી પ્રમાણે રસાલો સાથે રાખે છે. સુબાને, ગવરનરને, તારતાર જેનરલ તથા લીટરરી ચાનસેલરને આઠ માણસની પાલખી વાપરવાનો હુકમ છે. એથી ઉતરતા ઓહોદેદારો ચાર માણસની પાલખી વાપરે છે. છેક હલકા માદરી બે માણસની પાલખી વાપરે છે. જો કોઇ ઓહોદેદાર પોતાની પાલખી ઉચકવા માટે મુકરર કરેલાં માણસો કરતાં વધારે વાપરે તો તેને સજા કરવામાં આવેછે; કારણકે તેણે અસલી રીવાજનો ભંગ કીધેલો ગણાય છે.

લશ્કરી અમલદાર દુર કામે જાય છે તો તેને ઘોડાપર બેસી જવાનો હુકમ છે, જો તે પાલખી વાપરે તો તેને સજા થાય છે. એક વેળા બાદશાહે એક મોટા લશ્કરી અમલદારને દુરના ગામમાં લશ્કરની કવાયત લેવાને હુકમ કીધો. તે અમલદાર તે વખતે માંદો હોવાથી તેણે બાદશાહ પાસે ઘોડાને બદલે પાલખીમાં બેસી તે ગામમાં જવાની રજા માંગી પણ બાદશાહે તેને ઠપકો આપી કહેવડાવ્યું જે રીવાજનો ભંગ ન કરતાં ઘોડેસ્વાર થઇનેજ જવું.

જ્યારે વાઇસરાય ફરવા નિકળે છે ત્યારે પોતાનો મોટો રસાલો સાથે લેઈ જાય છે. બે માણસ મોટી થાળી વગાડતા પેહેલાં આગળ ચાલે છે. એમના પછી બે વાવટાવાળા ચાલે છે. પછી દશ માણસ લખેલાં લાંબાં પાટીઆં લેઈ ચાલે છે. એ પાટીઆં ઉપર જે અમલદાર જતો હોય તેનું નામ લખેલું હોય છે. તથા રસ્તે ચાલનારા લોકોને બાજુએ થઇ જવાનું લખેલું હોય છે. તેમનાં પછી બે ઘોડેસ્વાર ચાલે છે. પછી એક માણસ મોટી છત્રી લેઇ ચાલે છે તથા બીજો માણસ મોટો પંખો લેઇ ચાલે છે. તેમના પાછલ બે માણસ કપડાંની પેટી લેઇ ચાલે છે. પછી આઠ માણસ હાથમાં ચાબકા લેઈ ચાલે છે. એ માણસો રસ્તાપર ચાલતા લોકોને બાજુએ કરે છે. તેમના પછી ચાર માણસ મોટું ધૂપદાન લેઈ ચાલે છે, જેમાં સુખ્ખડ લોબાન વગેરે ખુસબોઈ બળતી હોય છે. પછી ચાર માણસ લાંબી તલવાર લેઇ ચાલે છે. પછી વાઈસરાયની પાલખી આવે છે. પાલખીની જોડે ચાર માણસ ચાલે છે. પાલખીની પછવાડે ચાર ઘોડેસ્વાર લાંબા વાવટા લેઇ ચાલે છે. તેમની પછવાડે સોલ સીપાઇઓ હાથમાં તલવાર, ઝુંડા, કોહાડા, હથોડા અને

લોઢાની સાંકળ લેઈ ચાલે છે. છેલ્લે એક પેટીમાં ખા-
વાનો ખોરાક, અફીણ તંબાકું વગેરે આવે છે. જો એથી
પણ વધારે ભભકો કરવો હોય તો વધારે રસાલો સાથે
રાખેછે. જ્યારે મોટો અમલદાર પોતાના રસાલા સાથે
મોહોલ્લામાંથી પસાર થતો હોય ત્યારે રસ્તે ચાલતા લોકો
તેના ઈતમામ સાથે મેળાઈને ચાલતા નથી. કારણ કે
તેઓ સાથે ચાલે છે તો ત્યાંજ ચાબકાથી ફટકાવે છે. કોઇ
ઘોડાપર સ્વાર થઈ તે વખતે જતો હોય તો તરત ઘોડા-
પરથી ઉતરી પડે છે. દુકાનદારો પોતાની દુકાનના લટકતાં
નામનાં પાટીઆં તે અમલદારના માનને ખાતર ઉતારી
મુકે છે. રસાલામાં ચાબકા લેઇ ચાલતા સીપાઇઓ રાહદા-
રીઓને બાજુ કરવા આસપાસ ચાબકા ફેરવતા રહે છે.

જ્યારે બાદશાહ પોતે મેહેલમાંથી બાહાર જાય છે
ત્યારે મોહોલ્લામાં લશ્કરી સીપાઇઓ તેને માન આપવા
ઉભા રહે છે. એ વખતે રસ્તાપરની સર્વે દુકાનો બંધ
કરાવે છે. ઘરનાં બારી બારણા પણ બંધ કરાવે છે.
કોઈ પણ માણસને રસ્તાપર ફરવા દેવામાં આવતું નથી.
જ્યારે રાણી સાહેબ બાહાર જાય છે ત્યારે લોકોને તેણીની
પાલખીપર નજર કરવાની મનાઈ છે. તેણીને માન
આપવા લશ્કરી સીપાઇઓ રસ્તાપર ઉભા રહે છે ખરા,
પણ જેવી તેણીની પાલખી બાહાર આવે છે એટલે તેઓ
પોતાની પીઠ ફેરવી ઉભા રહે છે. પાલખી ઉપર નજર
કરતા નથી.

---

## ફોજ.

ચીન દેશમાં દશ લાખ કરતાં વધારે માણસનું લ-
શ્કર છે. આટલું મોટું લશ્કર છતાં યુરોપીયન રાજના

થોડા હજાર માણસની સામે લડવાને સામર્થવાનં નથી. રણભૂમિમાંથી પાછલે પગે દોડી જાય છે. જેમ અંગ્રેજી પ્રજા સર્વેથી હિમતવાન ગણાય છે તેમ ચીનાઇ પ્રજા સર્વેથી હિમ્મકારી ગણાય છે. ચીનાઓની વસ્તી એટલી બોહોળી છે જે જો તેમને કેળવીને લડાયક બનાવ્યા હોય તો પારકા રાજને પોતાના દેશમાં પગ પસારો કરવા ન દે તથા દુન્યાના બીજા રાજોને પોતાને તાબે રાખે. પણ જેઓ પોતાના બાપદાદાનાજ ધર્મ, રીવાજ, હુનર વગેરેને વળગી રેહે તેઓ સુધરેલી દુન્યા સાથે કેવી રીતે સુરસાઇ કરી શકે! અંગ્રેજ, ફ્રેન્ચ, તથા બીજાં સુધરેલાં રાજ્યં એ બોહોલી વસ્તીવાળા રાજ્યને વારેવારે ધમકી આપી પોતાનું કામ કાઢી લે છે. તેઓ તેમની લશ્કરની સંખ્યાના બળથી નંહીં પણ માત્ર પોતાના હુન્નરના બળથી ફાવી જાય છે.

હમણા હમણા એટલે ઈ. સ. ૧૮૮૪ ની ફ્રેન્ચ સાથની લડાઈ પછી ચીનાઓ મોટી તોપો તથા મનવારો બનાવે છે, અને યૂરોપથી પણ જોઇતાં હથિઆરો મંગાવે છે. ફૈરિનરોના (ઈતર દેશીના) હાથ તળે મિલિટરી સ્કૂલો સ્થાપી છે. જ્યાં છોકરાઓને સુધરેલી રીત પ્રમાણે લશ્કરી હુન્નર શીખવવામાં આવે છે.

લશ્કરી અમલદારોને પરીક્ષા લેઈ ચાકરીએ રાખે છે. એ પરીક્ષા ત્રણ પાયરીની થાય છે. પરીક્ષામાં લખીત સુવાલો આપવામાં આવતા નથી.

પેહેલી પદ્દીની પરીક્ષામાં ઉમેદવારો પાસે તીરથી છેટેની વસ્તુની નીશાણ કરાવે છે. એ હલકી પરીક્ષા ગણાય છે.

બીજી પદ્દીની પરીક્ષામાં ઉમેદવાર ઘોડેસ્વાર થઇ દોડતે ઘોડે છેટે મૂકેલી ચીજને તીરથી નીસાણ કરે છે.

ત્રીજી પદ્વીની એટલે ચઢતી પરીક્ષામાં ઉમેદવારને તલવાર, ભારે પત્થર, અને નહીં વળી શકે એવાં ધનુષ્ય આપે છે. તલવાર ત્રણ જાતની જુદા જુદા વજનની હોય છે. એક તલવાર ૧૦૦ રતલ, બીજી ૧૨૦ રતલ અને ત્રીજી ૧૮૦ રતલ વજનની હોય છે. એ તલવારોથી ઉમેદવારો લશ્કરી દાવ પેચ દેખાડે છે. એજ પ્રમાણે ત્રણ જુદા જુદા વજનના પત્થર અમુક છેટે ફેંકવામાં આવે છે. છેલ્લે ત્રણ જુદાં જુદાં બળનાં કામઠાં આપવામાં આવે છે. એ કામઠાંને ચોકસ હદ સુધી વાળવામાં આવે છે. પેહેલા કામઠાને વાળવાને સો રતલનું બળ જોઇએ છે, બીજાને એકસો વીશ રતલનું, ને ત્રીજાને એકસો સાઠ રતલનું બળ જોઇએ છે.

ચીનના સર્વ લશ્કરને ૧૮ પ્રાંતોમાં વહેંચી નાંખેલું છે. સૂબો પોતાના પ્રાંતના લશ્કરનો વડો ગણાય છે.

જ્યારે ચીનાઈ સરકારને ઈ૦ સ૦ ૧૮૬૦ માં અંગ્રેજ તથા ફ્રેંચ સાથે લડાઈ ચાલતી હતી તે વખતે દેશમાં પણ મોટો બળવો રાજની સામે ઉઠ્યો હતો. એ બળવાને ટાએપીંગ બળવો કહેતા. બળવાખોરોની મતલબ માત્ર પારકા મુસલમાન રાજકર્ત્તાને ગાદી પરથી ઉઠાડી મૂકી પોતાની જાતનો બાદશાહ નિમવાની હતી. બળવાખોરોએ મોટાં મોટાં શેહેરો હાથ કરી લીધાં હતાં. નાનકીન શેહેર જ્યારે બળવાખોરોના કબજામાં આવ્યું ત્યારે રાજકર્ત્તા મુસલમાનોમાં ગભરાટ છૂટ્યો હતો. પીકીન શેહેર પણ ધાસ્તીમાં આવી પડયું હતું. સારે ભાગ્યે તે વખતેજ ચીનાઈ સરકાર તથા અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે સલાહ થઈ હતી. ચીનાઈ સરકારે બળવો બેસાડી દેવા માટે એક અંગ્રેજ અમલદારની માંગણી અંગ્રેજ સરકાર પાસે કરી. અંગ્રેજોએ મેજર ગૉર્ડનને ચીનાઈ સર-

કારની ચાકરીમાં આવ્યો. (એ સરદાર પછી ઇજીપ્ટમાં માર્યો ગયો હતો) મેજર ગૉર્ડન ચીનાઇ લશ્કરને થોડા વખત પોતાના હાથ તળે કવાયત આપ્યા પછી બળવાખોરોની સામે લડવાને ધસ્યો. એકેક પછી સર્વે શેહેરો તેમના હાથમાંથી લેઈ લીધાં. મેજર ગૉર્ડનના લશ્કરને "હમેશ ફતેમંદ લશ્કર" કહેતા. તેની સેવાના બદલામાં ચીનના બાદશાહે લશ્કરી અમલદારને જે મોટામાં મોટો એ-તાબ આપવામાં આવે છે તે તેને આપ્યો; અને કીમતી પોશાક, ઝવેર વગેરે ઘણી બક્ષેસ એને કરવામાં આવી હતી. એ ઉપરથી માલમ પડે છે જે ચીનાઇ લશ્કર યુ-રોપીઅન અમલદારોના હાથ તળે તાલેમ લે તો જોરા-વર લડવૈયા બને.

હાલમાં દેશમાં બળવાખોરોની એક છૂપી ટોળી પાછી ઉભી થાઇ છે. એ ટોળીને કાલાહોઇ કરી કહે છે. એ બળ-વાખોરો મુસલમાન રાજકર્ત્તાને કાઢી મૂકી પોતાના દેશના વતનીને બાદશાહ બનાવવાનો હેતુ રાખે છે. એ ટોળી ઘણાં વરસ થયાં પોતાનું છૂપું કામ કરે છે પણ ચીનાઈ લશ્કર તે ટોળીને એકદમ નાબુદ કરી નાંખવાને અશક્ત છે; કારણકે તે છૂપી ટોળીમાં ઘણા લશ્કરી અમલદારો, માદ્ધ-રીઓ તથા ભણેલા લોકો ગુપ્ત રીતે સામીલ થયલા છે. એજ ટોળીની ઉસકેરણીથી યુરોપીઅન મીશનરી ઉપર વારંવાર હુમલા થાય છે ને તેમનાં ઘરબાર બાળી નાંખે છે. મીશનરીઓને તેમના ધર્મના કામમાં હરકત કર-વાનું કારણ એટલુંજ જે તેમ કર્યાથી યુરોપનાં રાજ્યો સાથે ચીનાઈ સરકારને લડાઈ જાગે ને પછી તે ગડબડનો લાભ લેઇ પોતાનું કામ કાઢી લેવું.

---

## ન્યાય.

જેમ બીજા દેશની ન્યાયની અદાલતમાં ઇનસાફનું કામ જડજ, જુરી તથા બારીસ્ટરની મદદથી ચાલે છે તેમ ચીન દેશમાં ચાલતું નથી. માદરી પોતેજ જડજ, જુરી, તથા બારીસ્ટરનું કામ કરે છે. ચીનમાં વકીલનો ધંધો કોઇ કરતું નથી; કારણકે સરકાર તરફથી તેને ઉત્તેજન મળતું નથી.

જ્યારે ગુનેહગારને કે શાક્ષીને તપાસવાનો હોય છે ત્યારે તેને સોગન આપવામાં આવે છે. સોગન આપવાની રીત આ પ્રમાણે છેઃ—તે ગુનેહગારની નજર આગળ એક કુકડાને ડોકમાંથી છાંટી નાંખવામાં આવે છે, અથવા એક કોરીની રકાબીને ભોંય ઉપર પછાડી ભાંગી નાંખવામાં આવે છે. એ ઉપરથી ગુનેહગારને એવું દેખાડવાનું કે જુઠું બોલશે તો તેનું ડોકું કુકડાના ડોકાની માફક છાંટી નાંખવામાં આવશે અથવા જેમ રકાબીના ટુકડા થયા તેમ તેના પણ કાપી ટુકડા કરવામાં આવશે. ગુનેહગાર અથવા શાક્ષીની તપાસ વખતે તેને ધુંટણ મંડીએ બેસાડવામાં આવે છે. ગુનેહગાર પોતાનો વાંક કબુલ નહીં કરે તો માદરી તેને સો બસો ફટકા મારવાને સીપાઇને હુકમ કરે છે; એટલે તેને ભોંય ઉપર ઊંધો સુવાડી તેના કુલાં ઉપર ફટકા મારવામાં આવે છે. જો ફટકા મારનાર સાથે આગળથી મસલત ચાલી હોય તો પછી ફટકા મારનાર માંદરીના દેખતાં જાણે હાથ ઊંચો કરી ફટકા જોરથી મારતો હોય એમ દેખાવ કરે છે પણ આગળથી નાણાં લઈ સીપાઇએ પોતાના હાથ નરમ કરી નાંખેલા હોય છે એટલે તે ગુનેહગારને ફટકા ધીરેથી પડે છે. કજીઓ પુરો થાય એટલા વખતમાં ઘણી વખત ફટકાનો માર તેને પડે છે.

કેટલીક વખતે ગુનેહગાર પૈસાવાળો હોય છે તો માદરીના સીપાઈ સાથે ફટકા બાબત આગળથી બંદોબસ્ત કરી રાખે છે. જ્યારે તેની તપાસ ચાલે છે ત્યારે તેને માદરીની સન્મુખ ધુંટણ મંડીએ બેસાડે છે; અને માદરી ન જાણે એવી રીતે બાજુએ એક બીજા ભાડના ફટકા ખાઉને બેસાડી રાખે છે. જ્યારે માદરી ગુનેહગારને ફટકા મારવાનો સીપાઇને હુકમ કરે છે એટલે તાલમેલ કરી માદરીની નજર ચુકાવી પેલા ગુનેહગારને ખસાડી દેઈ પેલા ભાડુતી ગુનેહગારને નીચે સુવાડી ફટકા લગાડી કાઢે છે. પછી તરત પેલા ખરા ગુનેહગારને પાછો રડતો માદરી સન્મુખ બેસાડે છે. આટલું અંધેર ચાલે છે તે છતાં અણીશુ માદરી છેતરાઈ જાય છે.

નાના ગુનાહ માટે ગુનેહગારને મોહોલે મોહોલે બાંધી માર મારવામાં આવે છે. એવા ગુનેહગારોનો માદરી ઇનસાફ નથી કરતો પણ જ્યાં ચોરી કીધી હોય તે જગાના વડા માણસો ભેગા થઇ તેનો ઇનસાફ કરે છે. વાંક સાબેત થાય તો તેને ગુનાહના પ્રમાણ પ્રમાણે વત્તા ઓછા મોહોલાઓમાં ફેરવી બાંધી માર મરાવે છે. ગુનેહગારના બંને હાથો પછવાડે કરી તેના કાંડામાંથી દોરડાંથી બાંધે છે. તે દોરડાંનો એક છેડો બાંધી મારનાર સીપાઈ એક હાથે પકડે છે. બીજા હાથમાં દશ બાર નેતરની સાથે બાંધેલી જુડી પકડે છે. એક માણસ હાથમાં મોટી થાળી લેઇ વગાડતો આગળ ચાલે છે. થાળી વગાડનારની પુઠે સીપાઇ ચોરને ચલાવતો જાય છે ને નેતરની જુડી તેના બરડાપર મારતો જાય છે. એકજ વખતના ફટકામાં તેના બરડાપર દશ ડામ પડે છે. મોહાલામાંથી પસાર થતાં તથા તેજ મોહાલામાં પાછા ફરતી વખતે પણ ફટકા મારતો મારતો લેઇ જાય છે. ચોરે જે વસ્તુ

ચોરી હોય તે વસ્તુ તેને મોહોલાઓમાં ફેરવતી વખતે તેની કેડ બાંધવામાં આવે છે.

મોટા ગુનેહગારો જેવાકે ખુની, આગ લગાડુ, લૂટારા, ચાંચીઆ ચોર તથા હુલડખોરોને કાપી નાંખવામાં આવે છે.

ચીનમાં સરકારી નાના મોટા સર્વે ઓહ્દેદારો લાંચ્યા હોય છે. કોઇને માગતાં લેહેણાની ફરિયાદી માદરીની દરબારમાં માંડવી હોય તો ફરિયાદી માંડનારને પોતાની અરજી માદરીને આપવી પડે છે. તે અરજી માદરીના હાથમાં જાય તેની અગાઉ તેના હાથ નીચેના ડઝન કારભારી તેને નિચોવે છે. જ્યારે માદરીના હાથમાં અરજી જાય છે ત્યારે દાદીને પકડી મંગાવવા પોતાના બેલીફને મોકલે છે. બેલીફ પ્રતિવાદી સાથ મળી જઇ માદરીને આવી કહે છે જે તે મળતો નથી. જ્યારે લાંબો વખત સુધી બેલીફ પ્રતિવાદીને પકડી લાવતો નથી ત્યારે વાદી માદરીને પોતાના હાથમાં લે છે. એટલે તે બેલીફની કમબખતી આવે છે. બેલીફને બોલાવી તેની બેપરવા માટે ફટકા લગાવી કાઢવાનો હોકમ આપે છે. એટલે બીજે દિવસે તે દાદી આપો આપ માદરીની સન્મુખ આવી ઉભો રહે છે. ઘણી વખતે વાદીનો દાવો ખરો હોય છે તે છતાં તે હારી જાય છે. કારણકે પ્રતિવાદી છૂટા હાથે આસપાસ નાણાં વેરે છે. સરકારના અંધેર ઇનસાફને લીધે ઘણા ખરા લોકો પોતાની ફરિયાદ સરકારમાં લેઇ જતા નથી.

---

## સજા.

ચીન દેશમાં જુદા જુદા ગુનાહ માટે જુદી જુદી શિક્ષા કરવામાં આવે છે. દેશની વસ્તીના પ્રમાણ પ્ર-

માટે બંધીખાનામાં કેદીઓ થોડાજ દેખાયછે. તેનું મુખ્ય કારણ એ છે જે હલકા ગુનાહ કરનારા શિવાય સર્વને કાપી નાંખવાનો રીવાજ છે. એવી દેહાન્ત શિક્ષાને લીધેજ લોકો સરકારથી બીહીને ચાલે છે તથા દેશાનું અંધેર રાજ્ય વરસોના વરસ ચાલ્યા કરે છે.

જ્યારે ગુનેહગારને બંધીખાનામાં નાખવામાં આવે છે ત્યારે તેની ઉપર સખત જુલમ ગુજારવામાં આવે છે. બંધીખાનાની જગા બહુ ગંધાતી હોય છે. ગુનેહગારને માદરી આગળ ઉભો કરે તેની અગાઉ લાંબા દિવસ સુધી તેને ત્યાંજ રીબવા દે છે, તેને ખાવાનું આપવામાં આવતું નથી. બંધીવાનનાં સગાંવાહાલાં કેદખાનાના ઉપરીને તથા ત્યાંના સીપાઈઓને પૈસા આપે તોજ તેને રેહેવાની સારી ઓલી આપે છે તથા ખાવાનું તેનાં સગાં લાવે તે ખાવા દે છે. એક વખત પૈસા આપ્યા એટલે તે કેદીને લાંબો વખત સુખ મળે એમ નથી. વારેવારે જાંરયાઓને ખુશી કરવા પડે છે.

ચીનાઓનાં રાજ્યનું તથા સંસારનું મુખ્ય બંધન દરેક જણે પોતાના માબાપને તથા પોતાના કરતાં વડાને નમીને ચાલવામાં છે. જ્યારે કોઈ છોકરો પોતાના માબાપને અપમાન કરતો હોય તથા હુકમસર નહીં ચાલતો હોય તો તેને ગામના માદરી પાસે લેઈ જઈ સજા કરાવે છે. મોટી સજા કરવાની હોય તો માદરી છોકરાના મામાને બોલાવી તે છોકરાની ચાલચલણ વિશે પૂછે છે. પછી તેને વત્તી ઓછી સજા કરે છે. કોઈ છોકરો ઘણો હરામી હોય તો તેનો બાપ માદરીકને જઈ તેને વિશે રાવ કરે છે, ને તેને મોહોલે મોહોલે બાંધી મારવા માટે વિનંતી કરે છે. માદરી તેની તપાસ કરી બાંધી મારવાનો હુકમ આપે છે. કોઈ વેળા એવા છો-

કરાને કોટે મોટું પાટીઉં લટકાવી જાહેર જગાપર બેસાડે છે. તે પાટીઆં ઉપર લખેલું હોય છે. "માને નહીં માંબાપનું તેના આ હાલ." આટલી સજા કરવા છતાં છોકરો પોતાની વર્તણુક સુધારે નહીં તો માદરી તેને જાહેર જગાપર મરણ તોલ બાંધી મારે છે. એવા દાખલા કવચીતજ બને છે; કારણકે માબાપના કહ્યામાં રહેવા વિશે બચપણથીજ છોકરાંઓના મનપર ઠસાવવામાં આવે છે. નિશાળમાં પણ પેહેલો બોધ છોકરાંઓને એજ આપવામાં આવે છે.

જો છોકરો પિતૃહત્યા કરેતો છોકરાને સરકાર મોટામાં મોટી સજા કરે છે. તેને જેમ બીજા ખુનીને કાપી નાંખે છે તેમ કાપવામાં આવતો નથી; પણ તેના શરીરના નાના નાના ટુકડા કરી મારી નાંખવામાં આવે છે. જે ઘરમાં ખુન થયું હોય તે ઘર તોડી પડાવે છે. ભોંય પણ ત્રણ ચાર ફુટ ખોદાવી કઢાવે છે. તે ઘરના આડોસીપાડોસીને સજા થાયછે. તે છોકરાનો જે શિક્ષક હોય તેને ફાંસી દે છે; કારણકે તેણે તે છોકરાને માબાપ તરફની ફરજ વિશે બરાબર કેળવણી નહીં આપી. તે ગામના માજીસ્ટ્રેટને અપમાન આપી કાઢી મૂકે છે. ગવરનરને, વાયસરાયને પણ તેમની એક પાયરી ઉતારી પાડે છે. માબાપને મારી નાંખવાનો ગુનાહ ઘણોજ ઘોર કહેવાય છે.

જો કોઈ શ્રીમંત પાસેથી લુચ્ચાને પૈસા ઓકાવવા હોય તો તે માદરીના સીપાઈ તથા હલકા અંધિકારો સાથે મળી જઈ કાવત્રાં રચી પોતાનું કાંમ કાઢી લે છે. રાતની વખતે પેલા તવંગર માણસના દરવાજા પાસે રસ્તાપર કોઈ ભીખારીનું મડદું પડેલું હોય તે ઉચકી લાવી નાંખે છે. સહવારના પોહોરમાં પેલા લુચ્ચો આવી પેલા તવં-

ગરના બારણા આગળ રડણ કરે છે, પેલા નિર્દોષ માંણસને માદરી પાસે લેઈ જવાની ધમકી આપે છે, ને તેની ઉપર પોતાના સગાને મારી નાંખવાનું તોહોમત મુકે છે. માદરીનું નામ સાંભળી તે ધુજવા માડે છે. પેલા પાખંડીને થોડાં નાણાં આપી પતાવવા માગે છે. જોઇએ એટલાં નાણાં નહીં મળે તો તરત તે આગળથી શીખવી રાખેલા માદરીના માણસોને લાવે છે. તેઓ જાણે માદરીના હુકમથી આવ્યા હોય તેમ આવતાં ને વાર તેને દમ દે છે, તથા માદરી પાસે તેને ઘસડી લેઈ જવાની ધમકી આપે છે. જો પેલો સમજુ હોય છે, તો તેઓનાં નામ પર ધુળ નાંખી કરી વત્તાં ઓછાં નાણાં આપી ઘર મેળે પતાવી નીકાળ કરે છે. જો માદરીની દરબારમાં જાય તો તેને પેહેલાં તો લાંબો વખત સુધી કેદખાનું સેહેવું પડે, પૈસાની ધુળ ઘાણી થાય ને તપાસની વખતે ફટકા પડે તે તો જુદા.

મોટા ગુનાહ માટે ગુનેહગારને નાના નાના કટકા કરી મારી નાંખે છે. પેહેલાં તેની આંખ આગળનો ભવાં સુધાંનો ભાગ કાપી નાંખે છે. પછી ગાળ કાપે છે. હાથની બાજુ પરના લોટલાં કાપી કાઢે છે. પછી છાતી ઉપરનું માંશ છોલી કાઢે છે. પછી તેનું પીડું કાપે છે. પછી તેના પગના ટેટાં કાપી નાંખે છે. છેલ્લે એક ફટકે તેનું ડાકું છાંટી નાંખે છે.

જ્યારે મોટા અમલદારો ઉપર બાદશાહની ઈતરાજી થાય છે, ત્યારે તેમને બીજી સજા ન કરતાં પોતાના તાબેના મુલકોમાં ચાકરી કરવા મોકલે છે. જ્યારે બાદશાહના મનમાં આવે છે, ત્યારે તેમને પોતાના વતનમાં પાછા બોલાવી ચાકરી આપે છે.

ગુનેહગારોને સજા કરવા માટે જુદી જુદી યુક્તિ કામે લગાડે છે. પેહેલી યુક્તિ ગુનેહગારના ગળામાં મોટું જાડું

પાટીઉં પોષ રાખે છે. બીજી, બામ્બુની પટી વડે ગાળ પર કે કુલાં પર ફટકા મારે છે. ત્રીજી, બામ્બુની સળિઓ આંગળાં વચ્ચે મૂકી મજબુત બાંધી લે છે. ચોથી, પગની ઘુંટીઓ વચ્ચે બામ્બુની સળીઓ રાખી જોરથી બાંધે છે. પાંચમી, ગંધાતી જગામાં પૂરે છે. (બીજે દિવસે તે કદાચજ જીવતો નિકળે છે.) છઠી, ડાકુ છાંટી નાંખવામાં આવે છે. સાતમી, નાના નાના ટુકડા કરી મારી નાંખવમાં આવે છે. (એ સજા માબાપનું ખુન કરનારને અથવા જે ઓરત પોતાના પતિને અસાધવી માલમ પડે તેને કરવામાં આવે છે.) આઠમી, ગુંગલાવી મારી નાંખે છે. નવમી, દેશ નિકાળ કાઢે છે. દશમી, લાંબો વખત સુધી પગ બાંધી લટકાવી રાખે છે. અગીઆરમી, ગુનેહગારને લાકડાના પાંજરામાં ઉભો રાખે છે. (પણ તેનું ડાકું એવી રીતે બાહાર રાખે છે, કે તેનાથી પોતાના પગનાં આખાં તળીઆં વડે ઉભું રહી શકાતું નથી; માત્ર અંગુઠા ઉપર ભાર મૂકી ઉભો રહી શકે છે.) બારમી, ગળા સુધી આવે એવી નળી તેને માથા ઉપર પેહેરાવે છે, પછી તેમાં ધુવો કરે છે, એટલે ગુંગળાઈ મરે છે. તેરમી, ગુનેહગારને લોઢાની જાળીની બનાવેલી બંડી પેહેરાવે છે એટલે જાળીના કાણામાંથી તેનું માંસ બાહાર ઉપસાઈ આવે છે, તેને છરી વડે ઓખવી કાઢે છે. ચઉદમી, સાંપના આકારની લોઢાની નળી તેના આખા અંગે સાંપ વીંટલાય તેમ વીંટાલે છે. પછી તે નળીના મુખ વાટે ખખળતું પાણી નાખે છે, એટલે તે દાઝી મરે છે. પંદરમી, લાંબા ચાબકાને માછલી મારવાના ગલના જેવા લોઢાના આંકડા બાંધી તે ચાબકાએ ગુનેહગારને મારે છે. તરત તે આંકડા તેના માસમાં ભરાઈ રહે છે. પછી જોરથી ઝટક મારી તે ચાબકો ખેંચી લે છે; તેથી તેનું માંસ પણ આં-

કડા સાથે ખેંચાઈ આવે છે. સોળમી, કાચના જીના ભૂકા ઉપર ગુનેગારને ધુટણ વડે બેસાડે છે.

રાજાની સામે બંડ કરે તેને રીબાવી રીબાવીને મારી નાંખે છે. તેને આખો ને આખો જીવતો ભોંયમાં દાટે છે. માત્ર તેનું ડાકું બાહાર રહેવા દે છે. તેનું મોહું ઉઘાડી લોઢાનો આંકડો તેના ઉપલા તાળવામાં પોય છે. તે આકડાને દોરીથી બાંધી દોરી ઉંચે લાકડાને બાંધે છે, એટલે તેનાથી મોહું બંધ કરાતું નથી. પછી તેના મોઢામાં, કાનમાં, નાકમાં, ખાંડ જેવી મીઠાશની વસ્તુ પૂરે છે. એટલે થોડા વખતમાં તેની ઉપર કીડીઓ ભેગી થાય છે. તેઓ મીઠાશ ખાતી ખાતી તેના આખા અંગમાં ચટકા મારતી પ્રવેસ થાય છે. પેલાથી કશું બોલાતું નથી તથા શરીર પણ આમ તેમ હલાવાતું નથી. તે પાંચ છ દિવસમાં રીબી રીબીને મરણ પામે છે. બંડ કરનાર એકલાને મારી નાંખે છે, એટલુંજ નહીં પણ તેના બાપ, બપાવા, છોકરા, ભત્રીજાને પકડી મારી નાંખે છે; પછી તેઓ બંડ ઉઠાવવામાં સામેલ હોય કે નહીં હોય તે છતાં તેમને સજા થાય છે. બળવાખોરનો છોકરો પકડાએલો હોય પણ તેની ઉમર સોલ વરસની અંદર હોય તો તેને સોલ વરસની ઉમરનો થાય ત્યાં સુધી કેદખાને પૂરે છે, પછી ઉમરમાં આવે એટલે તેને કાપી નાંખે છે.

કોઇ માણસે મોટો ગુનાહ કર્યો હોય ને તે સરકારને હાથ નહીં આવે તો તેને બદલે તેના આખા કુટંબને પકડી બંદીખાને પૂરે છે. જ્યારે તે ગુનેહગાર પકડાય ત્યારે તેમને છોડી દે છે. એવી રીતે બચારાં નિર્દોષ માણસો કેટલીક વખતે પંદર વીશ વરસ પર્યંત બંદીખાનું સેહેવે છે.

કેટલીક વખતે કોઈ ગરીબ માંણસથી પોતાના ઘરડાં માબાપનું ગુજરાન નહીં થઈ શકતું હોય ને તેઓ બો-

શક વગર સીખાતાં હોય તો જે ગુનેહગારને માદરી કાપી નાંખવાનો હોય ને તે ગુનેહગાર પૈસાવાળો હોય તો તેને બદલે પેલો ગરીબ માણસ તે ગુનેહગાર પાસેથી પૈસા લેઈ પોતે કપાય છે. જે પૈસા મળે તેમાંથી તેના ગરીબ મા બાપનું ગુજરાન થાય છે. એવી રીતે અદલબદલ કરવાને સત્તાવાળાઓ અડચણ લેતા નથી. તેઓ એટલુંજ જોય છે જે કોઈ એકનો પણ જીવ લેવો. પણ મોટા ખુનીઓને એમ છટકી જવા દેતા નથી.

છોકરાએ પોતાને નામે કરજ કીધું હોય ને તે કરજ ફીટારી ન શકે તો સાહુકાર તેને બંદીખાને નખાવે છે. જ્યારે તેનો બાપ કે વાલી કરજ ફીટારે તોજ તેનો છૂટકારો થાય છે. કરજ કરનાર ને સાહુકાર વચ્ચે કાંઈ વાંધો ઉઠે તો તે સાહુકાર ઉપર ફરિયાદી માંડી શકે છે. પણ તેના બાપ કે વાલીથી સાહુકાર ઉપર ફરિયાદી માંડી શકાતી નથી.

જો બાપે કરજ કર્યું હોય ને તે આપી ન શકે તો તેના છોકરાની અથવા સગાવાહાલાની મીલકત સાહુકાર માદરીના હુકમથી જપત કરે છે.

જેમ બીજા રાજ્યોમાં ગર્ભપાત કરનાર સ્ત્રીને મોટી સજા કરવામાં આવે છે, તેમ ચીનના રાજમાં એ વાંક માટે ઓરતને સજા કરવામાં આવતી નથી.

ગુલામની બાયડી સાથે શેઠ જાર કર્મ કરે તો તેને સેહેજ સજા થાય છે. પણ જો ગુલામ શેઠની બાયડી સાથે આડો વેહેવાર રાખે તો તેને કાપી નાંખવામાં આવે છે.

શેઠ અથવા આર્ય માણસ ગુલામને ઘાતકીપણે મારે છે તો તેને થોડી સજા થાય છે, પણ ગુલામ શેઠને તથા કોઈ આર્યને મારે તો તેને સરકાર સખ્ત સજા કરે છે.

કોઈ આર્ય ગુલામનું ખુન કરે તો તેને સરકાર સજા કરતી નથી પણ આર્યનું ખુન ગુલામથી થાય છે તો તેને રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવે છે.

---

## રીવાજ.

ચીનાઓ સર્વે બાબતોમાં પોતાના બાપદાદા ચાલ્યા હોય તેજ પ્રમાણે ચાલે છે; તેથી ઉલટી રીતે ચાલવામાં જાણે મોટું પાપ હોય એમ સમજે છે. કોઇ વખત ચીનાને કહીએ જે આ કામ ખોટું છે તો તે તરત કહેશે જે "નહીં, એમ નહીં હોય, બાપદાદા એમજ કરતા હતા." રીવાજ કેમ તોડાય?" હજારો વરસોની વાત પર જે ઘાટનાં ઘરો બંધાતાં હતાં તેજ ઘાટનાં ઘરો હાલ પણ બંધાય છે, તેમાં કશી તહરાનો સુધારો કરતા નથી. જો આગથી ઘરો બળી જાય તો પાછાં અસલ હતાં તેવાંજ ઘરો બાંધશે, કશીબી જાતનો ફેરફાર કરવામાં પાપ સમજે છે. ચીનમાં ઘણાંખરાં બધાં શેહેરોમાં વગર માળાનાં ઘર બાંધવામાં આવે છે. માળનાં ઘરો જવલેજ નજરે પડે છે. શ્રીમંતોનાં ઘરો મોટાં વિસ્તારવાળાં હોય છે. માળનાં ઘરો નહીં બાંધવાના કારણમાં એ લોકો એવું જણાવે છે જે નાના પગવાળી ઓરતોથી નીચે ઉપર ચઢી શકાય નહીં. એ કારણ પણ ખરૂં દીસે છે. કદાચ માળવાળાં ઘરમાં આગ લાગે તો માળપર રહેતી નાના પગવાળી ઓરતો નાહાસીનું પોતાનો બચાવ કરી શકે નહીં ને બળી મરે.

ચીનાઈ ઓરતો પોતાની પગની પાટલી નાની રાખવામાં મગરૂરી લે છે. જેમ જેની પાટલી વધારે નાની તેમ તે આબરૂદાર તથા ખુબસુરત ગણાય છે. પગ નાના કરવાનો રીવાજ લાંબા વખતનો ચાલતો આવેલો છે. એવું કહે છે જે ૯૦ સ૦ ની દશામી સદીમાં એક

બાદશાહની માનીતીના પગની પાટલી કુદરતી રીતે બીજના ચંદ્રના ઘાટની હતી; તેથી તેનું જોઇ અમીર તથા શ્રીમંતોની ઓરતો તેવા પગ કરવા લાગી. છેલ્લે એ રીવાજ સર્વે લોકોમાં પસર્યો. કેટલાક લોક એમ કહે છે જે એક રાણીના પગ કેક (club) ના ઘાટના હતા તેથી પોતાના ધણીનો હુકમ લેઇ પોતાની દીકરીઓના પગ પણ તેવાજ ઘાટના કીધા; તેનું જોઈ બીજી ઓરતો પોતાની પગની પાટલી નાની કરવા લાગી. વળી કેટલાક એવું માને છે જે ઓરતો નાહાસી ન જાય માટે પગ નાના રાખવાનો રીવાજ કાઢયો છે.

હાલમાં મેનચુરીઆ પ્રાંતના મુસલમાન ચીન દેશમાં હાકમી ભોગવે છે. તેમની ઓરતોમાં પગ નાના કરવાનો રીવાજ નથી. બાદશાહી જનાનખાનામાં નાના પગવાળી ઓરતોને દાખલ કરવામાં આવતી નથી.

છોકરી પાંચ વરસની થાય એટલે તેના પગ નાના કરવા માંડે છે. પગની ઘુંટી આગળનો નીચેનો ભાગ મસળી મસળીને તથા મરડીને એવા ઘાટનો કરે છે કે જે મોચીના કાલબુતના આકારને મળતો આવે છે. અંગુઠા સિવાય સર્વ આંગળાંને મરડી વાળી નાંખે છે. એમ કર્યા પછી લાંબા કપડાના પાટાથી મજબુત તે પગને બાંધી લે છે. એ વખતે બાપડી છોકરીને બેહદ વેદના થાય છે. અઠવાડિયામાં એક વાર પાટો છોડી પગ ધોઈ સાફ કરે છે. જો ન ધોએ તો ગંધ મારી આવે છે ને કોહી જાય છે. પગ નાના ઘાટના કરવા માટે ચાર પાંચ વરસ સુધી મેહેનત કરવી પડે છે. એટલી મુદત વેર છોકરીઓ બહુ હેરાન થાય છે. તેના પગને જે દુઃખ થાય છે તે તેનાથી ખમી શકાતું નથી. પણ શું કરે! ભવિષ્યનાં સુખ માટે એટલું બધું દુઃખ ખમે છે. એ નાના પગવાળી

ઓરતો પોતાના પગના અંગુઠા ઉપર ચાલતી હોય તેમ દીસે છે. કેટલીક ઓરતોના પગ વરસ દહાડાના બચ્ચાંના પગના જેટલા નાના હોય છે. છેક નાના પગવાળી ઓરતો કશા પણ ટેકા વગર ચાલી શકતી નથી. એવી ઓરતોને તેમની દાસી પોતાની પીઠ ઉપર ગોખાની ગુણ ઉંચકે તેમ ઉંચકી લઈ જાય છે. એવી ઓરતોના પગની આકૃતિ બકરીના પગની આકૃતિ જેવી દેખાય છે. તેમના ગુઠણથી ઘુંટી સુધીનો ભાગ તવાયલો રહે છે. બધી ઓરતો પોતાના પગ છેક નાના નથી કરતી. માત્ર કુલીન સ્ત્રીઓનાજ પગ ઘણા નાના હોય છે. કેટલીક ઓરતો પોતાના પગ ચાર પાંચ ઇંચ મોટા રાખે છે. એવી ઓરતો ટેકા વગર જલદીથી ચાલી શકે છે. ગરીબ બાહાર કામ કરવા જતી સ્ત્રીઓ પોતાના પગ નાના કરવી નથી.

ચીનાઓમાં એક કરતાં વધારે બાઈડીઓ કરવાનો રીવાજ છે. પેહેલી બાઇડી હમેશાં નાના પગવાળી હોય છે. બીજી બાઈડીઓ મોટા પગવાળી હોય છે. પેહેલી બાઈડીની સત્તા બીજી બાઇડીઓ ઉપર ચાલે છે. દરેક બાઇડી સારૂ એકેક દાસી રાખે છે.

ઘણા ચીનાઓ તથા ચીનીઓ પોતાના હાથનાં આંગળાનાં નખ ઘણા મોટાં રાખે છે; તેમાં મોટા લોકો મૂખ્ય કરી વધારે લાંબાં રાખે છે. કેટલાક બધાં આંગળાંનાં નખ મોટાં રાખે છે ને કેટલાએક એક બેજ નખ લાંબાં રાખે છે. અંગુઠાની પાસેનાં આગળાનાં નખ ઘણા લાંબાં રાખે છે. કોઇનાં નખ બે તસુ કરતાં વધારે મોટાં હોય છે.

ચીનાઓમાં એવો રીવાજ છે કે જે પોતાની ભાષામાં લખેલાં કશાં કાગળ રસ્તામાં કચરાની માફક ફેંકી ન દેવાં. લખેલાં કે છાપેલાં કાગળ નિરૂપયોગી હોય

તેને એક ટોપલીમાં એકઠાં કરે છે. પછી ઘરના ચુ-લામાં બાળી નાખે છે, અથવા મોહોલ્લામાં કાગળ બાળવા માટે ભઠ્ઠી બનાવેલી હોય છે, તેમાં બાળી નાંખે છે. શીખેલા માણસો પગારદાર માણસો રાખી ઘરે ઘરથી એવાં રદી કાગળો એકઠાં કરી મંગાવે છે. પછી ભઠ્ઠીમાં બાળી નાંખે છે. પછી તે રાખને નદીમાં નાંખે છે. ચીનાઓ એવું માને છે કે ભાષાના અક્ષરો છે તે ડાહ્યા વિદ્વાન માણસોની આંખ છે જેની મદદથી દુન્યાની સર્વે બાબતો નજરે પડે છે. એ આંખની સંભાળ ન લે ને પગ તળે ડાબે તો આવતા જન્મમાં આંધળા અવતરે. દુકાનદારો પોતાનો માલ ગ્રહાકોને લખેલાં કાગળમાં કદી બાંધી આપતા નથી. કોરા કાગળોમાં સર્વે વસ્તુ બાંધે છે.

ચીનમાં યુરોપિયનોને "બારબેરીઅન" (જંગલી) ના નામથી ઓળખવાનો રીવાજ હતો. એજ નામ કાગળ પત્રના વેહેવારમાં ચાલતું હતું. ૧૮૬૦ ની લડાઈ પછી એ બોલ વાપરવાને મના થઈ છે, તેથી એ બોલ સરકારી દસ્તાવેજોમાં લખવામાં નથી આવતો. હજી નીચ વર્ણના લોકો એ બોલ રસ્તે ચાલતા ફોરેનરોને (પરદેશીઓને) ચીડવવા સારૂ બોલે છે.

ચીનાઓમાં એવો રીવાજ છે જે ખાતી વખત એકજ ટેબલ પર શેઠ તથા તેના ચાકરે સાથે બેશી ભોજન લેવું. ખાતી વખતે શેઠ ચાકર વચ્ચેનો ફરક કાઢી નાંખે છે.

શ્રીમંત માણસો ભોજન ખાધા પેહેલાં ફરૂટ ખાય છે. ભોજન જમ્યા પછી સુપ (સેરવો) પીએ છે.

મોટા માણસની મુલાકાત લેતી વખતે માનને ખાતર ટોપી માથા ઉપર રહેવા દે છે.

ગરીબ માણસોમાં છોકરીઓને મારી નાંખવાનો રીવાજ છે. કેટલાંક માબાપ છોકરીને "ફાન્ડલીંગ આસપિટલ"માં મૂકી આવે છે. મારી નાંખવાનું મુખ્ય કારણ ગરીબાઈ છે.

છોકરીઓને મારી નાખવાનું ક્રૂર કામ ત્રણ રીતથી થાય છે. પેહેલી રીત:—વેહેતાં પાણીમાં છોકરીને નાંખી દે છે. બીજી:—પીપમાં પાણી ભરી તેણીને બુડાડી દે છે. ત્રીજી:—જીવતી ને જીવતી તેણીને જમીનમાં દાટી દે છે. એ લોકોમાં એવો વેહેમ છે જે છોકરીને જીવતીજ દાટી હોય તો બીજી વેળા છોકરાનો જન્મ થાય. છોકરીને મારી નાંખવાનું કામ બાપ કરે છે, માનો પોતાની દીકરીને મારી નાંખવાનો જીવ ચાલતો નથી.

મોટા લોકો પોતાને ત્યાં જોઇએ તે કરતાં વધારે છોકરીઓની વૃદ્ધી થાય તો છોકરીનો નાશ કરે છે.

ઘણા માબાપ પોતાની છોકરીને વેંચી નાંખે છે. છોકરાને કોઈ મારી નાખતું નથી. ગરીબાઇને લીધે કોઈ વખત છોકરાને તેનાં માબાપ વેચી નાખે છે.

કેટલીક વખત પૈસાદાર માણસ પોતાને સંતાન ન હોય તો વેચતો છોકરો લઈ તેને પોતાનો દત્તક કરી લે છે.

વેચાતાં લીધેલાં છોકરાંને તેમનો ધણી પાછો બીજા ધણીને વેચી શકે છે.

કેટલીક વખતે લુટારા તથા ચોરો ગામમાંથી છોકરાંને ચોરી લઈ જઇ દૂરના ગામમાં વેચી નાંખે છે.

જે ધણી છોકરૂં વેચાતું લે છે તે છોકરાનું નામ, તેના માબાપનું નામ, વેચનાર ધણીનું નામ ઠામ વગેરે લખાવી લે છે; કારણકે કોઈ વખત વેચાતું લીધેલું છોકરૂં ચોરોએ ચોરીને વેચ્યું હોય ને તે છોકરા બાબત

સરકાર તરફથી તલાસ થાય તે વેળા તે ખરીદનારને અડચણમાં નહીં આવવું પડે.

ઘણી વખતે વર પોતાની બાઈડીને ગરીબાઈને લીધે અથવા બીજા કારણસર વેચી નાંખે છે. લેનાર ધણી વેચનાર પાસેથી તેણીને વેચવાનું કારણ, નામ, વરનું નામ તથા દલાલ વચમાં સાટું કરનારો હોય તો તેનું નામ લખાવી લે છે. લખેલાં કાગળપર ધણી ધણીઆણીની સહી લે છે. કદાચ વેચનાર ધણી પાસે પાછળથી પૈસા થયા હોય તો પોતાની વેચેલી બાઈડીને પૈસા આપી પાછી લઈ જાય છે. જે ધણી બીજાની બાઈડી વેચાતી લે છે તેને ઘરમાં દાસી માફક કામે લગાડે છે. છોકરીને વેચાતી લીધી હોય તો તે પરણવાના વયે આવે છે ત્યારે શેઠ તેને પરણાવી આપે છે. પરણાવ્યા વગર લાંબા વખત સુધી શેઠથી ઘરમાં રખાય નહીં; કારણ કે લોકો તેને બુરૂં બોલે છે. છોકરી પરણી એટલે શેઠનો કાબૂ તેણીના ઉપરથી ઉઠી જાય છે. તેણી ઉપર વરની સત્તા ચાલે છે.

છોકરાને વેચાતો લીધો હોય તો તે ત્રીશ વરસની ઉમરનો થાય એટલે શેઠ તેને પરણાવે છે. પરણ્યા પછી પણ તેની ઉપર શેઠનોજ હક ચાલુ રહે છે. ગુલામને છોકરો અવતરે તો તેની ઉપર પણ શેઠનીજ સત્તા રહેછે, પણ શેઠ તે છોકરાને વેચી શકતો નથી. જો છોકરી અવતરે તો તેની ઉપર શેઠની સત્તા કશી ચાલતી નથી.

છોકરી કરતાં છોકરાની કીમત વધારે આવે છે. છોકરો ખુબસુરત તથા ચતુર હોય તો બસો ડાલર સુધી કીમત ઉપજે છે. છોકરીની કીમત ઘણીજ ઓછી આવે છે. કોઈ વખતે ત્રણ ચાર ડાલરમાં છોકરી વેચાય છે.

છોકરી રૂપાળી હોય તો શેઠ પોતાના છોકરા સાથ પરણાવે છે.

માદરીઓના તથા શ્રીમંતોનાં ઘરમાં એવી વેચાતી લીધેલી છોકરી દશ બાર હોય છે.

વેચતાં લીધેલાં છોકરાંને ઘરનું સર્વે કામ કાજ કરવું પડે છે. જેમ બીજા દેશના ગુલામો સાથે ઘાતકીપણે વર્તવામાં આવે છે, તેમ એમના ઉપર કશી પ્રકારનું ઘાતકીપણું ચલાવવામાં આવતું નથી. છોકરીનો ગુલામગીરીમાંથી જલદી છૂટકારો થાય છે. પરણ્યા પછી તેણી સ્વતંત્ર થાય છે. છોકરાને કદી છૂટકારો મળતો નથી. જો છોકરાંનાં માબાપ પાસે પૈસા એકઠા થયા હોય તો તેમના શેઠને પૈસા આપી પોતાના છોકરાં પાછાં લેઈ જાય છે. એમ પાછાં આપવાનો ધારો છે.

વેચાતી લીધેલી છોકરીને શેઠ અનીતિના કામ માટે વેચે છે તો સરકાર તેને સજા કરે છે.

ગુલામને આર્ય લોકની છોકરી સાથે પરણવાની મના છે. બીજા ગુલામનીજ છોકરી સાથે પરણી શકે છે.

કેટલાક લોક ગરીબના છોકરાને વેચાતો લઈ તેને ખરચ કરી ઘણું ભણાવે છે. જો તે સરકારી મોટી પરીક્ષામાં પાસ થાય છે, તો તેને મોટો હોદ્દો મળે છે, અને રાજની સારી સેવા માટે બાદશાહ તેને ખેતાબ આપે છે. એવો છોકરો પોતાના મુરબ્બીને પોતાના ખેતાબ કરતાં વધારે ચઢતો ખેતાબ અપાવવાને બાદશાહને અરજી કરે છે. બાદશાહ ખુશીથી તે છોકરાના વાલીને જેણે તેને શીખવાને*નસીબવાન કીધો તેને ખેતાબ આપે છે. એ કારણને લીધે શ્રીમંતો ગરીબના છોકરાઓને ભણાવી ગણાવી ભાગ્યશાળી કરે છે. એવા નિમકહલાલ છોકરા પોતાને આશ્રો આપનારનો બદલો વાળવાને ચુકતા નથી. તેથી ઉલટું આપણા દેશમાં એવા ઘણા છોકરા હશે જેમને તેમના બાપ કે વાલીએ હજારો રૂપીઆનો ખરચ કરી

ઉંચી કેળવણી આપી ભાગ્યશાળી કીધા હશે તેઓ પોતાના મુરબ્બીનો ગુણ વાળવાને બદલે સામા તેમને પજવતા હશે. એનું મુખ્ય કારણ નિશાળોમાં નીતિવગરની કેળવણી આપવાનું છે.

જેમ યુરોપીઅનોમાં મુલાકાત લેતી વખતે પેહેલાં પોતાના નામનો કાર્ડ મોકલે છે, તેમ ચીનાઓમાં પણ આગળથી પોતાનો કાર્ડ મોકલવાનો રીવાજ છે. જેવી પંક્તિના માણસને મળવું હોય તેના પ્રમાણમાં નાના મોટા કાર્ડ વાપરે છે. સરકારી અમલદાર પોતા કરતાં ચઢતી પદ્દીના માણસને મળવા જાય છે તો બે ફુટ લાંબો તથા પોણો ફુટ પોહોલો કાર્ડ વાપરે છે. એ કાર્ડ પાતલા કાગળનો બનાવેલો હોય છે. કાર્ડની ત્રણ ઈંચની પોહોળાઈમાં ઘડી કરે છે. તેને કાળા પડબિડિયામાં મૂકી તેના ઉપર લાલ કાગળની ચોરસ ટીકેટ ચોટાડે છે. ટીકેટ ઉપર "રજા માંગુંછુ" એમ લખે છે. કાર્ડની પેહેલી ઘડી ઉપર મુલાકાતે આવનારનું નામ, ઓધ્ધો, ઠેકાણું વગેરે લખવામાં આવે છે. જો પોતના કરતાં ઉતરતી અથવા સરખી પદ્દીના માણસની મુલાકાત લેવી હોય તો લાલ રંગનું નહી પણ બીજા રંગનું પરબિડિયું વાપરે છે. એની ઉપર ટીકેટ ચોટાડી "ઘટતાં માન સાથે" લખેલું હોય છે. કાર્ડમાં પોતાના નામની પાસે "તમારો પિત્રાઈ ભાઈ," "તમારો નાનો ભાઈ," "તમારો બંદો" કરી લખે છે. સાધારન મુલાકાતના કાર્ડ લાલ રંગના હોય છે. તે માત્ર સાત ઈંચ જેટલા લાંબા હોય છે.

ચીનાઓ પોતાનું દરેક કામ રીવાજ મુજબ કરે છે. બાદશાહ પણ દર રોજનું કામકાજ રીવાજ પ્રમાણે કરે છે. કામકાજ કરવાના રીવાજ સરકારી દફતરમાં છાપેલા હોય છે.

જેમ આપણા લોકો જેનું કપાળ મોટું હોય તેને હોશિયાર તથા અકલવંત ગણે છે તેમ ચીનાઓ જેનું

પેટ આપણા દેશના ભાટીઆઓના પેટ માફક બાહાર નિકળી આવ્યું હોય તેને અકલવંત તથા હોશિયાર સમજે છે.

ચીનમાં ગરીબાઇને લીધે તથા ખેતી કરવા માટે જોઇતાં ઢોરોની અછતને લીધે કેટલાક ગામમાં ખેડુતો ઢોરને બદલે બાઇડીઓને હળમાં જોડે છે.

ચીનાઈ ઓરતોને પોતાના પતિ સાથે ફરવા હરવાની છુટ નથી. ઘરમાં પણ સર્વેના દેખતાં ધણી ધણીઆણી વાતચીત કરતાં નથી. જો વાતચીત કરે તો તેમને છકી ગયલાં સમજે છે. બાઇડીઓ ઘણી ખરી ઘરમાંજ ભરાઈ રહે છે. જેમ એક કુવામાં રેહેનાર દેડકો પોતે જાણે તેટલીજ જગાની અસ્તિ જાણે છે તેવીજ હાલત એ ચીનાઈ ઓરતોની છે.

ચીનાઓ શરીર સ્વચ્છ રાખવા માટે આપણી માફક આખે અંગે નાહાતા નથી. લાકડાના ટપમાં પાણી લઈ તેમાં લુગડાનો મેલો કટકો ભીંજવી ચેહેરા ઉપર, પગપર તથા બીજા ભાગો ઉપર ઘસે છે. શરીર એ પ્રમાણે સાફ કરતી વખત સર્વે લુગડાં કાઢતા નથી. ઓરતો પોતાના દાંત સાફ રાખવાને ઘણી કાળજી રાખે છે.

મરદો કરતાં ઓરતો ઘણી ખરી ઠીંગણી હોય છે. તેમના નાક ચપટાં હોય છે. જેનાં નાક આપણા દેશની ઓરતોના નાકના ઘાટના હોય તે ઓરત ખુબસુરત નથી ગણાતી.

ચીનાઓ દાઢીના વાળ છેક બુઢા થાય ત્યારેજ રાખે છે. વેપાર કરતા હોય તે વખતે આપ લેના વેહેવારમાં જુઠું બોલવું પડે તેથી દાઢી ઉપર વાળ ઉગવા દેતા નથી. દાઢીના વાળ પ્રમાણીકપણું તથા ઇમાનદારી બતલાવે છે. જ્યારે ધંધો રોજગાર કરી રહી એકાંતવાસ ભોગવે છે ત્યારેજ દાઢીના વાળ ઉગવા દે છે.

## વેહેમ.

ચીના ઘણી વેહેમી જાત છે. મોજ શોખના દિવસપર તથા શોકના દિવસપર પણ અપશકુન ઓચરવાનો રીવાજ નથી. જેને ઘર સારૂં રૂડું હોય ને તેને ત્યાં બાહારના લોક પરોણા તરીકે આવેલાં હોય તેઓમાંથી અપશબ્દ કાઢે ને તે ઘર ધણીને કાને પડે તો તેને મોટું અપમાન થયલું સમજે છે. એવા વેણ કાઢનાર જોડે જન્મ સુધી વેર રાખે છે. લગનના જેવા રૂડા દિવસ પર પારકી બઈડીઓ પોત પોતામાં વાત કરે "પેલી બાઈ વાંજણી છે" અથવા "પેલીને છોકરાં નથી" અથવા કોઇ બાઈડીના પ્રસવ વખતે બાહારની બાઇડીઓ ઘરમાં આવેલી હોય તેઓ બોલે "મરે પેલું છોકરૂં રેઢિયાળ છે" "મુરદાળ છે" "માને ધાવે તેવું નથી" તો ઘરના માણસો સાંભળીને ઘણા કમકમે છે, ને એવું માને છે જે ઘરમાં કાંઇ આફત આવશે. નવું ઘર બંધાતું હોય તે વખતે કામ કરનાર અથવા ઘરના માણસ આગ શબ્દ ઓચરે તો એમજ જાણે છે જે નવું ઘર કોઇને ફળશે નહીં ને ઘરધણી ઉપર મુસીબત આવી પડશે.

ઘરમાં કોઇ માંદું પડયું હોય તે ઘણા દિવસ સુધી સાજું ન થાય તો તેનું સુવાનું બિછાનું તથા તકીઓ બાહાર રસ્તાપર લઇ જઇ તેને લાકડીના ખૂબ ઝપાટા મારે છે. પછી તેની નજદીક ફટાકરા ફોડે છે જેથી તેમાં પલીત હોય તે નાશી જાય ને દરદીને જલદીથી આરામ થાય.

કેટલાક લોકો પોતાના ઘરની દીવાળ ઉપર ઘોડાની નાળના જેવા ઘાટની લોઢાની આકૃતિ મારે છે, જેથી ઘરના માણસને ભૂત ડાકણ હેરાન નહી કરે.

જેમ આપણા દેશના વેહેમી લોકો કેટલીક વસ્તુને શકનવાળી ને કેટલીકને અપશકનની ગણે છે તેમ ચીનાઓ પણ માને છે. શુભ કામ કરતાં કાગડાને બોલતો સાંભળે તો તે કામ સફળ નહીં થશે એમ માને છે. મેગપાઈ નામનું પક્ષી બોલતું સાંભળે તો અપશકન જાણે છે. બાહારનો કુતરો ઘરમાં આસરો લે તો સારા શકન સમજે છે, કારણકે કુતરો પોતાના જ્ઞાનથી જાણે કે જે કયા ઘરમાં પેટ ભરી ખાવાનું મળશે, એટલે તે ઘરના લોકો સુખચેન ભોગવશે. પારકા ઘરની બીલાડી ઘરમાં આવી ફરે તો મોટા અપશકન સમજે છે; કારણ કે કયા ઘરમાં ઉંદર તથા ચેન વગર બીહીકે ખાવાના મળશે એમ બીલાડી પોતાના જ્ઞાનથી જાણે છે, એટલે ઘરમાં વસનારાં પાયમાલ થઇ જાય ને ઘરબાર છોડી જાય ત્યારે તેને નિર્ભયપણે ઉંદરનો ભક્ષ કરવાનો મળે. મરઘો વાસે છે તેને શુભ શકન કે અપશકન માને છે. વાસતી વખતે મરઘો ઘર તરફ મો કરી વાસે તો સારા શકન માને છે ને જો ઘર તરફ પીઠ રાખી વાસે તો તેને નાશકારક સમજી વેચી નાખે છે. રાતના દશ કે અગીઆર વાગે વાસે તો તેને નાશકારક સમજી વેચી નાંખે છે અથવા કાપી ખાઈ જાય છે. ચકલી ઘરમાં આવી માળો બાંધે છે તો ઘરના લોકો પોતે ઘણા ભાગ્યશાળી સમજે છે, કારણકે જ્યાં પેટ ભરી ચરવાનું મળે ત્યાંજ તે માળો બાંધે છે એમ તેઓ માને છે. ઘુવડને બોલતાં સાંભળે તો મોહોલ્લામાં કોઇનું મૃત્યુ થશે એમ માને છે.

નવું કામ આરંભ્યા પેહેલાં સારું ટાકણું અથવા શકન જોઇ કામ શરૂ કરે છે. જોશી પાસે મુહુરત જોવડાવે છે. એવા જોશીઓ રસ્તે રસ્તે રખડતા કે દુકાન

માંડી બેઠેલા નજરે પડે છે. જેમ હિંદુ જોશી પોતાનું ટીપણું જોઈ મુહરત કહે છે તેમ ચીના જોશી પોતાના ટીપણામાં જોઇ મુહરત કહે છે. જેમ હિંદુ જ્યોતિષમાં બારરાશિ છે તેમ ચીનાઇ જ્યોતિષમાં પણ નીચલી બાર રાશિ છેઃ ઉંદર, ગાય, વાઘ, સસલું, ડ્રેગોન, સાંપ, ઘોડા, મેંઢું, વાંદર, મરઘો, કુતરો અને ડુકર.

જ્યારે જુનું ઘર ઉખેડી મરામત કરવાની હોય છે ત્યારે તે ઘરના બારણાપર થોડા દિવસ આગળથી છાપ મારવામાં આવે છે જે કુલાણે દિવસે આ ઘર ઉખેડવાનું છે. છાપ મારવાનું કારણ એવું જણાવે છે જે તે ઘરમાં કોઈ આગળ મરણ પામેલું હોય તેનો જીવ ભૂત થઈ ઘરમાંજ રહેલો હોય ને જ્યારે તે ઘર ઉખેડે એટલે ત્યાંથી નિકળી બાહાર જતો રહે છે. મોહોલાનાં બચ્ચાં છોકરાં રમતાં હોય તેમનાં શરીરમાં પ્રવેશ થઈ તેમાં વાસો કરે તેથી તે બચ્ચાંનું મરણ થાય. જે દિવસે ઘર ઉખેડવાનું હોય છે તે દિવસે મોહોલાનાં રહેનારાં પોતાનાં ઘરનાં બારણા બંધ કરી મૂકે છે. જેથી પેલા ઘરમાનો ભૂત તેમનાં ઘરમાં દાખલ નહીં થાય. એક વખત એક ઘર ધણીએ આ-ગળથી ખબર આપ્યા વગર પોતાનું ઘર ઉખેડયું. ઉખેડયા પછી બીજે દિવસે તે મોહોલામો રમતું છોકરૂં માદું પડી મરી ગયું. છોકરાની માએ મુડદાને પેલા ઘરમાં લઈ જઇ નાખ્યું. ત્યાં રડવા કુટવા માંડયું. જ્યારે ઘરધણીએ તેણીને થો ડાલર આપ્યા ત્યારે તે ત્યાંથી પોતાનાં મરેલાં બચ્ચાંની લાસ લેઇને ગઇ. પૈસા લેવાનું કારણ એ જે તે ઘરવાળાએ આગળથી ખબર આપ્યા વગર ઘર ઉખેડયું તેથી ઘરનો ભૂત તેમાંથી નિળકી પેલાં બચ્ચાના શરીરમાં ભરાઈ તેને મારી નાખ્યું. ઘરવાળાએ પણ પોતાનું ઘર સમારવાનું રહેવા દીધું કારણ કે મુરતમાંજ તે ઘરને અપશકન નડયા.

હિંદુઓની માફક ચીનાઓ જુદી જુદી તરેહના દેવ દેવીની પૂજા કરે છે; તે છતાં સૃષ્ટિનો બનાવનાર ઈશ્વરની હયાતી માને છે ખરા. એ વેહેમી લોકો કહે છે જે જગકર્તા સર્વથી ઉંચો બેઠેલો છે, તેથી સાધારણ લોકોની પ્રાર્થના એટલે દુર તેને પોહોંચી ન શકે માટે એ ઈશ્વરની પ્રાર્થના કરવાનું કામ બાદશાહ તથા તેના મોટા ઓહોદેદારનું છે એમ જાણી તેઓ નાના નાના દેવો જેઓ આ દુન્યામાં ઈશ્વરના દુતો છે તેમની પૂજા કરે છે. એજ કારણથી બાદશાહ તથા તેના હાથ તળેના સર્વ પ્રાંતના સુબા વરસમાં બે વખત આકાશ (ઈશ્વર)ની પ્રાથના કરે છે.

જેમ અસલના વારામાં કેટલાક દેશોમાં ધર્મને બાહાને મનુષ્યનો ભોગ આપતા હતા તેમ ચીનાઓ મનુષ્યનો ભોગ આપતા નથી તથા તેને ધર્મને બાહાને ઉત્તેજન આપતા નથી.

જેમ કેટલાક અસલના ધર્મ સાથે દેવ તથા દેવી વગેરેની પ્રેમની કથાઓ જોડી નાંખેલી છે તેવી કામની કથા ચીનાના ધર્મના લખાણમાં નથી. જોકે ચીનાઓ ઘણા કામી છે તે છતાં અનીતિને ધર્મને બાહાને ઉત્તેજન આપતા નથી.

---

## પેહેરવેશ.

ચીનાઓની પોશાક પેહેરવાની રીત ઘણી ઉત્તમ છે. જેમ આપણા સુધરેલા દેશની કેટલીક હિંદુ તથા બીજી જાત અર્ધનગ્ન ફરે છે, તેમ ચીનાઓ ફરતા નથી પણ આખું અંગ ઢંકાય એમ વસ્ત્ર પેહેરે છે. હિંદુઓની માફક અર્ધું અંગ દેખાય એવું ધોતિયું પેહેરતા નથી પણ આખું અંગ ઢંકાય એવું તુમાન પેહેરે છે. ચીની ઓરતોનો પો-

શોક મરદો કરતાં વધારે બંદબેસતો હોય છે. હિંદુસ્તાનની કેટલીક જાતની સુધરેલી ઓરતો વસ્ત્ર પેહેરે છે તે છતાં પોતાનું અર્ધું અંગ નાગું રાખે છે તેમ ચીની ઓરતો નથી પેહેરતી.

ચીનાઓમાં ઉજળો પોશાક શોકનો ગણાય છે. કેટલાક ચીના ગરમીના દિવસમાં ઉજળાં પેહેરણ પેહેરે છે. એ લોકોનો સાધારણ પોશાક કાળા રંગનો છે. શ્રીમંતો ઉંચાં રેશમી લુગડાં વાપરે છે. મધ્યમ સ્થીતિના તથા ગરીબ લોકો રેશમી અથવા સુતરાઉ કાળા રંગનાં લુગડાં પેહેરે છે.

મરદ તથા ઓરતનાં પેહેરણ એક સરખા ઘાટનાં હોય છે. મરદ કરતાં ઓરતના પેહેરણની બાંય ઘણી પોહોળી હોય છે. કેટલીક ઓરતોના પેહેરણની બાંય એક ગજ પોહોળી હોય છે. મરદ તથા ઓરતોના તુમાનના પાઅ્યા પણ પોહોળા હોય છે. કેટલાક મરદો પાઅ્યા ને વાળી આસપાસ દોરી વીંટાળે છે અથવા બોરિયું ભેરવેછે, જેથી વીંટાળેલો પાઅ્યો ઉખડી ન જાય. જ્યારે મરદો બાહાર જાય છે ત્યારે મોટું રેશમી પેહેરણ પગની ઘુંટી સુધી આવે એવું પેહેરે છે. પગમાં ઉજળાં મોજાં પેહેરે છે. એ મોજાં ચીનમાંજ બને છે. કેટલાક ટોપી પેહેરે છે ને કેટલાક નથી પેહેરતા. એ ટોપી પારસી લોકો જે ફેંટા પેહેરે છે તેમાં જે કઠણ જાડી ટોપી હોય છે તેના જેવા ઘાટની સાતીનની કે બીજાં રેશમી કપડાંની બનાવેલી હોય છે. ટોપીને મથાળે રેશમી દોરીનું ફુમતું જડેલું હોય છે.

ચીનાઓ પોશાક ઘણા ઢીલા પેહેરે છે. જ્યારે વત્તા ઓછા ડાલરો ઉંચકી લઈ જવાના હોય ત્યારે લાંબા કટકામાં તે ડાલરો બાંધી તે કટકો કમરે વીંટાળે છે. પછી

ઉપરનું પેહેરણ ઢાંકી દે છે. એમ ચારસો પાન્સો ડાલર બાંધી લઇ જાયછે. એ વખતનો તે મરદના પેટનો દેખાવ એક ગર્ભવતિ સ્ત્રિના પેટના જેવો દેખાય છે. બાંય પોહોળી તથા લાંબી હોવાથી નાની વસ્તુઓ તેમાં ઘાળી દે છે ને અંદરથી આંગળાંથી ઝાલે છે.

ઠંડીના દિવસમાં મરદો તથા ઓરતો રૂનાં બનાવેલાં પેહેરણ પેહેરે છે. કેટલાક લોક ચાર પાંચ કપડાં એકક પર પેહેરે છે. શ્રીમંતો ચામડાંની બનાવેલી બંડી કે ડગલા પેહેરે છે.

ચીનાઓ પોતાની ચોટલી બહુ લાંબી રાખે છે. જેના વાળ લાંબા નહી હોય તે બીજા વેચાતા વાળ લઈ પોતાના વાળ સાથે ગુંથી ચોટલી લાંબી બનાવે છે. કેટલાકની ચોટલી પગની ઘુંટી પર્યન્ત લાંબી હોય છે. બાલની સાથે રેશમી દોરી ગુંથે છે, જેના છેડા ચોટલીને છેડે લટકતા રાખે છે. કામકાજ કરતી વખતે ચોટલીને માથાની આસપાસ વીંટાળી દે છે કે જેથી અડચણ નહીં પડે.

ચોટલી રાખવાનો રીવાજ અસલ ન હતો. ઈ. સ. ૧૬૪૪ માં મેનચુરીઆના મુસલમાન તારતારોએ ચીનુ દેશ જીતી લીધો ત્યારથી ચોટલી રાખવાનો રીવાજ ચાલુ થયો છે. મુસલમાન બાદશાહે ચીનાઇ રૈયતને ચોટલી રાખવાનો હુકમ કીધો તે વખતે ચીનાઓએ તે હુકમને માન્ય ન કીધો. જ્યારે ભારે સજા ફરમાવામાં આવી ત્યારે કેટલાક ચોટલી રાખવા લાગ્યા. પછી બાદશાહે હુકમ કાઢયો કે જે ચોટલી રાખે તેને એક તેલ (૩ તોલા) રૂપું મલે. થોડી મુદત પુછી અર્ધો તેલ રૂપું આપવાનું કીધું. જેમ જેમ ચીનાઓમાં ચોટલી રાખવાનો રીવાજ વધારે પસરતો ગયો એટલે રૂપું આપવાનું

બંધ કીધું. પછી એકક ઈંડું આપવાનું કીધું. શીએલા તથા શ્રીમંતો નવા રાજના ધારા પ્રમાણે ચાલતા ન હોતા તેથી સરકારે એવો હુકમ કાઢયો જે જેને ચોટલી નહીં હોય તેને સરકારી મોટી પરીક્ષામાં દાખલ નહીં કરવા, તથા જેમની ચોટલી ન હોય તેમના લેહેણદેણના દાવા સરકારે સાંભળવા નહીં. ઉપલી ધમકીથી સર્વેજણ ચોટલી રાખવા લાગ્યા.

ગૃહસ્થની ઓરતો જ્યારે બાહાર જાય છે ત્યારે ઘણો સુંદર પોશાક પહેરે છે. ઇજાર ઉપર કરચલીવાળો કસબી ભરેલો ચણીયો બાંધે છે. પેહેરણ ઉપર પણ લાંબું ભભકાદાર રેશમી વસ્ત્ર પેહેરે છે. પોતાની ચાંમડી ગોરી છતાં ચેહરા ઉપર સફેત પાઉડર ચોપડે છે. હોઠ રંગી લાલ કરે છે. બાલ ગુંથી તેનો સુંદર અંબોડો કરવા એ ઓરતો બહુ મેહેનત લે છે. તેમાં મોતીના કે જેડ સ્ટોનના કીમતી ઘરેણાં ઘાલે છે. વળી અંબોડામાં સુગંધી ફુલો ખોશી તેને વધારે સુશોભિત કરે છે. ચીની ઓરતોના દાંત ઝીણા તથા ઘણા સફેત હોય છે. જ્યારે ચીની ઓરત સર્વે સણગાર પેહેરી બાહાર નિકળે છે ત્યારે તેણી બહુજ ફુટડી લાગે છે. નવા આવેલા પારકા લોકોને તે ઘણીજ મનોહારી લાગે છે. ચીનાઈ ઓરતોનો પોશાક દુન્યાની બીજી સર્વે ઓરતોના પોશાક કરતાં ઓરતોને વધારે છાજે તેવો હોય છે. જ્યારે બાહાર જાય છે ત્યારે પગે ચાલી નથી જતી પણ પાલખીમાં બેશી જાય છે. પાલખી પછવાડે તેની દાસી દોડતી ચાલે છે.

ચીનાઈ ઓરતો પોતાની બોચી ઉપરના તથા કપાળ ઉપરના વાળ અસ્ત્રાથી બોડે છે. છોકરાંના કેશ પણ તેમણી મા બોડે છે. જેમને ઘર દાસીઓ હોય તેઓ પોતાની શેઠાણીના બાલ બોડે છે.

ચીનાઓ પોતા સાથે નાનાં ઘડીઆળ રાખવાને બહુ સોખીન છે. તેઓ આપણી પેઠે બદનના ખીસામાં ઘડીઆળ મૂકતા નથી. ઇજારના લેફાના આગળા ભાગ પર રેશમી ભરેલી નાની કોથળી ટાંકી લીધેલી હોય છે. એ કોથળીના મધ્ય ભાગે નાનું ઘડીઆળ રહે એટલો ગાળો રાખેલો હોય છે, તેમાં ઘડીઆળ જડેલું હોય છે. એ ઘડીઆળોને ઢાંકણા નથી હોતાં. જ્યારે વખત જોવો હોય ત્યારે પોતાનું પેહેરણ ઉંચકી વાંકો વળી ઘડીઆળમાં વખત જોય છે.

પૈસાદાર લોકો પોતાના હાથના પોંહોચામાં કે બાંહુમાં સોનાના કે જેડ સ્ટોનના કડાં પેહેરે છે. કેટલાકો કીમતી પથ્થરના દાણાની હારડી પોતાના પેહેરણ સાથે લટકાવેલી રાખે છે. દરેક ચીના હાથમાં પંખો રાખે છે.

---

## તેહેવાર.

ચીનાઓ પોતાના તેહેવારના દિવસો ઘણી ધામધુમથી પાળે છે. એ લોકોનો મહિનો હિંદુ લોકોની માફક દર સુદ એકમથી શરૂ થાય છે. હિંદુઓ તિથિને બે ભાગમાં વેહેંચી નાંખે છે પણ ચીનાઓ પોતાના મહિનાની તિથિને એકદમ ત્રીશ સુધી ગણે છે. પુનેમ પછી એકમ ગણતા નથી પણ સોળમી તિથિ, પચીશમી તિથિ વગેરે ગણે છે. જેમ આપણે લખાણમાં સંવત કે ઇ. સ. લખીએ છીએ તેમ ચીનાઓ લખાણમાં વરસ લખતા નથી. તારીખ, મહિનો અને જે બાદશાહ ગાદીએ હોય તેને તખતનસીન થવાને જેટલાં વરસ થયાં હોય તેટલાં વરસ લખે છે. જેમકે ૫ મી તારીખ ૫ મો મહીનો "કાન્ગ હી" નું પંદરમું વરસ.

એ લોકોમાં ઓગણીસ વરસમાં સાત અધિક માસ કે પુરૂષોત્તમ માસ આવે છે. હિંદુમાં જેમ અધિક દિવસની ગણત્રી આવે છે તેમ ચીનામાં આવતી નથી. દર ચાંદરાતે તથા પુનેમે એ લોકો ધર્મ ક્રિયા કરે છે તથા ઘણા ફટાકડા ફોડે છે.

નવાં વરસનો ઓચ્છવ ચીનાઓ ઘણી ધામધુમથી ગુજારે છે. નવાં વરસના થોડા દિવસ અગાઉથી સર્વે જણો ઘરબાર ધોય છે. જેમ આપણા દેશના મારવાડીઓ વરસમાં એક વખત દિવાળી ટાંકણે પોતાની દુકાન સાફ સુફ કરે છે તેમ ચીનાઓ પણ વરસમાં એક વખત ઝાડઝુડ કરે છે. નવાં વરસની આગળી રાતના એ લોકો સુતાં નથી. નવા વરસની સહવારની ક્રિયામાં જોઇતી ચીજો તૈયાર કરવા માટે રાતના રોકાઈ જાય છે. નવાં વરસને દિવસે સર્વે દુકાનો બંધ રહે છે, તેથી એક દિવસ આગળથી ખાધ ખોરાકીની તથા બીજી વસ્તુ ખરીદ કરી લાવે છે. નવા વરસના થોડા દિવસ અગાઉથી નરગસના ફુલના કાંદા વેચાતા લઈ આવી ઘરમાં કાચના વાસણમાં નાના નાના લીસ્સા પથર મૂકી થોડું પાણી નાખી અંદર મૂકે છે. એ કાંદામાંથી થોડા દિવસમાં પીલા ફુટે છે ને ઘણા સુંદર ફુલો ઉગી નિકળે છે. એક કાંદા ઉપર કોઇ કોઈ વખતે પચીસ ઉપર ફુલ થાય છે. જેના ઘરમાં એક કાંદા ઉપર ઘણા ફુલ થાય તે પોતાને બેસ્તું નવું સાલ ભાગ્યશાળી નિવડશે એમ માને છે. એ ટાંકણે નરગસ સિવાય બીજાં પણ ફુલના રોપા ઘરમાં લઈ શકે છે. એક જાતનો રોપો જેને ચીનાઓ મૌતાન ફા કરી કહે છે તે પૈસાદાર લોકો નવાં વરસપર વેચાતો લે છે. એ રોપો બે ત્રણ ડાલરે મળે છે. એની ઉપર સુંદર ગુલાબી રંગનાં ઘણા મોટાં ફુલ થાય છે.

નવાં વરસની ખામદાદે સર્વે જણ આકાશ તથા પૃથ્વી માતાની ભક્તિ કરે છે. ઘરમાં જે જે દેવતાની મૂર્ત્તિ મૂકેલી હોય તેની પૂજા કરે છે. પિતૃઓની પ્રાર્થના કરે છે. માબાપ તથા ઘરમાં જે ઘરડાં હોય તેમને પગે પડે છે. આકાશ તથા પૃથવી માતાની ભક્તિ કરતી વખતે ટેબળ-પર જુદી જુદી જાતના પકાવેળાં પકવાન મૂકે છે. નાના નાના પ્યાલામાં દારૂ નામી મુકે છે. મીણબતી તથા અ-ગર બતી સળગાવે છે. હાથમાં અગરબતી પકડી વાંકા વળી જમીનપર ત્રણ વખત માથું અડાડે છે. ગયા સા-લમાં ઇશ્વરે તેમનું રક્ષણ કર્યું તે માટે તેનો ઉપકાર મા-ને છે, તથા બેસતું વરસ આખા કુટંબને સુખ શાંતિમાં અને વેપાર રોજગારમાં ફળદ્રુપ નિવડે એવી દુવા માગે છે. ક્રિયા કરી રહ્યા પછી બેહદ ફટાકડા ફોડે છે. ચીના-ઓ નવાં વરસપર એટલા ફટાકડા ફોડે છે જે આપણા મુ-લકમાં પાંચ વરસે પણ એટલા વપરાતા નહીં હશે.

નવાં વરમની મુબારકબાદી ચાહાવાને જે જે સગાં તથા દોસ્તદારો ઘરમાં આવે તેમને ભાત ભાતનો મેવો, મુ-રબ્બો વગેરે ટેબલ ઉપર મૂકેલું હોય છે તેમાંથી ખાવાને આપે છે તથા પોતે પણ ખાય છે. ઘણા ચીનાઓ નવાં વરસને દહાડે માંસનો ખોરાક બીલકુલ ખાતા નથી. એ દિવસે સર્વે લોકો ઘરનાં બારણા બંધ રાખે છે. અંદર ર-મત ગમત તથા જુગાર રમે છે, જેમાં ઓરતો પણ ભા-ગ લે છે. દુકાનો પણ બંધ રાખે છે. એ દિવસપર આ-ખા શેહેરના મોહોલા તદન ઉજડ થઈ જાય છે.

શ્રીમંત લોકો એ ઓચ્છવ ઘણી ધામધુમથી ગુજા-રે છે. એ ધામધુમ ઘણા દિવસ સુધી ચાલુ રહે છે. ઘ-રના નોકરોને તથા ગરીબોને બક્ષીસ આપે છે. ઘરમાં વાજીંત્રવાળા આવી વાજાં વગાડે છે. ઘરધણી એ લોકોને નાણાની ભેટ આપે છે.

નવાં વરસને દહાડે અથવા તેને બીજે દિવસે સર્વે જણ સગાં વાહાલાંને તથા મિત્રોને નવાં વરસની મુબારકબાદી આહાવાને તેમને ઘરે જાય છે. મુલાકાત કરતી વખતે બંને જણ હાથ લાંબા કરી એક બીજાનાં આંગળાં સાથે અડાડે છે. પછી કમરમાંથી વાંકા વળી હાથ ભોંયને લાગે એટલા નીચે કરે છે. એ પ્રમાણે ત્રણ વખત કરે છે. નમતી વખતે એકેક જણ મોઢથી દુવા ચાહે છે. મુલાકાત ચાર પાંચ દિવસ સુધી ચાલુ રહે છે. દુકાનદારો મુરત જોઇ દુકાન ઉઘાડે છે. કેટલાક બીજે દિવસે, કોઈ ત્રીજે દિવસે અને કોઇ એક અઠવાડીઆ પછી દુકાન ઉઘાડે છે. વળી કોઇ તો મહિના પછી ઉઘાડે છે. જ્યારે મુરત આવે ત્યારેજ ઉઘાડે છે. જેને ગયા સાલમાં સારી આવક થઈ હોય તે મોડથી દુકાન ઉઘાડે છે. દરેક જણ દુકાન ખોલતી વખતે અગણિત ફટાકડા ફોડે છે.

નવા વરસનો ઓચ્છવ સરકારી ખાતામાં પંદર દિવસ આગળથી પાળવાને શરૂ કરે છે, અને નવા વરસ પછી પણ દશ બાર દિવસ મોજ મઝામાંજ ગાળે છે. સુબાથી નાના માદરી સર્વે એ તેહેવાર અમન ચમનમાં ગુજારે છે. સરકારી સર્વે કામકાજ બંધ પડે છે. સર્વે ઓહોદેદારો પોતાની આફીસનું સરકારી સીલ (મોહોર) મોટી ક્રિયા કરી પેટીમાં બંધ કરે છે. કાંઇ પણ કામ પડે તે છતાં એ સીલ બાહાર કાઢવાનો રીવાજ નથી. સીલ બંધ કર્યા અગાઉ કોરાં કાગળો ઉપર સીલ મારી રાખે છે, કારણ કે સરકારી અગત્યનું કામ આવી પડે તે વખતે અડચણ નહીં પડે. દરેક સરકારી દસતાવેજ ઉપર સીલ નહીં હોય તો તે કાયદાસર નથી ગણાતું. સીલ પાછું પેટીમાંથી કાઢતી વખતે પણ મોટી ક્રિયા કરી કાઢે છે.

સીલ બંધ કરવાનું કામ મોટામાં મોટા ઓહ્દેદારથી શરૂ કરવામાં આવે છે. બારમાં માસની વીશમી તારીખે મળસકામાં ત્રણ વાગેથી સીલ બંધ કરવાની ક્રિયા ચાલે છે. પેહેલાં સર્વેથી વડા ઓહ્દેદારની આફીસમાં તેનેથી સઘળા ઉતરતા ઓહ્દેદાર સીલ બંધ કરવાની ક્રિયામાં ભાગ લેવા જાય છે. તેના પછી ઉતરતા ઓહ્દેદારની આફીસમાં જઇ સીલ બંધ કરાવે છે. ત્યાર પછી ત્રીજા ઓહ્દેદારને ત્યાં જાય છે. એ પ્રમાણે સરકારી ઓહ્દેદારોનું સરઘસ અનુક્રમે દરેક ઉતરતા ઓહ્દેદારને ત્યાં જાય છે. મોટા ઓહ્દેદારો પોતાથી નાના ઓહ્દેદારોને ત્યાં જતા નથી. જેમ જેમ નાના ઓહ્દેદારોની સીલ બંધ કરવાની વારી આવે છે તેમ મોટા ઓહ્દેદારોની સંખ્યા ઓછી થાય છે. છેલ્લે નાનો ઓહ્દેદાર પોતેજ એકલો બંધ કરે છે.

સીલ પાછું પેટીમાંથી બાહાર કાઢવાની ક્રિયા પેહેલા મહિનાની વીશમી તારીખે કરવામાં આવે છે. એ વખતે સર્વેથી છેલો માદરી એકલો પોતાનું સીલ કાઢી, પોતાથી ચઢતાને ત્યાં સીલ કઢાવવાની ક્રિયામાં ભાગ લેવા જાય છે. પછી એ બંને જણ પોતાથી ચઢતા ઓહ્દેદારની આફીસમાં જાય છે, એમ જતાં જતાં ઓહ્દેદારોનું ટોળું મોટું થતું જાય છે. છેલ્લે વાયસરાયને ત્યાં સર્વે ઓહ્દેદારો એકઠા થાય છે.

ચીનાઓમાં એવો રીવાજ છે જે દરેક જણે નવાં વરસની આગાઉ પોતાનું જેબી કરજ હોય તે અદા કરવું. જે ધણી પોતાનું કરજ નહીં ભરી શકે તેને આવતા વરસમાં કોઈ ધીરધાર કરતું નથી, જેથી તેની આબરૂને કલંક લાગે છે. સાહુકાર પોતાનાં નાણાં મેળવવા માટે ઘણા દિવસ આગળથી તજવીજ કરે છે. જ્યારે કરજદાર છેલ્લે દિવસે પણ નાણાં નથી અદા કરતો ત્યારે સાહુકાર

છેલ્લી ઘડીએ તેને ઘર જઈ તેને નાણા આપી દેવા શમજાવે છે. સમજાવેલો નહીં સમજે તો તેની સાથે તે સાહુકાર ગાળાગાળી તથા મારામારી કરે છે. ઘરમાંનો સામન ભાંજફોડ કરવા મંડી જાય છે. એમ કર્યાથી ઘરની ઓરતો એવી મારામારીને અપશકન જાણી મનમાં કચવાય છે તેથી તેઓ પોતા પાસે નાણું હોય તે અથવા ઘરેણાં હોય તે સાહુકારને આપી મારામારીનો નિવાડો લાવે છે.

આખા વરસમાં ઘણા ઓચ્છવ એ લોકો પાળે છે. પાંચમા મોહિનાની પાંચમી તારીખે મોટો ઓચ્છવ પાળવામાં આવે છે. એ તેહેવાર કોઈ માહાન પુરૂષના માનમાં પાળવામાં આવે છે. એ પુરૂષ બાદશાહની નોકરીમાં હતો તથા લોકોનો ઘણો માનીતો હતો. લોકના લાભ માટે રાજમાં સુધારા કરવા વારે વારે તેણે બાદશાહને સમજાવ્યો હતો. બાદશાહે તેના કહેવા મુજબ સુધારા કરવા ના પાડી તેથી તેણે મનમાં ઘણું ઓછું લાગવાથી નદીમાં નંખાવી દેઈ જીવ ખોયો. તેના મરણથી લોકો ઘણા શોકાતુર થયા. જે જગા આગળ એ મરી ગયો તે જગાપર એક સ્તમ્ભ ઉભો કરી દર વરસે તેની નજદીક લોકો તેની પુજા કરવા લાગ્યા. રફતે રફતે એ ક્રિયામાં આખા દેશના લોકો ભાગ લેવા લાગ્યા. એ ઓચ્છવ હાલમાં લોકો કેવી રીતે પાળે છે તે નીચે લખેલાં બ્યાન પરથી માલમ પડશે:—

એક લાંબી સાંકડી હોડીમાં સાઠ સીતેર માણસ બસે છે. એ હોડી નજદીક ૧૦૦ ફીટ લાંબી તથા માત્ર ૩ ફીટ પોહોળી હોય છે. વચ્ચે મોટું નગારૂં મૂકેલું હોય છે. એ મછવાને વાવટાથી સંગારેલો હોય છે. એક માણસ જોરથી નગારૂં વગાડે છે. બીજો માણસ જોરથી એક થાળી વગાડે છે. વીશ પચીશ માણસ હાથમાં વા-

વટા લઇ આમ તેમ હલાવે છે. બાકીના સર્વે માણસો હલેસાંથી હોડીને ઝડપથી ચલાવે છે. એવી સેંકડો હોડીઓ આખા દેશની નદીઓમાં ફરતી ફરે છે. એમ હોડીમાં બેસી ફરવાનું કારણ એ છે જે એમ ફરી ફરીને તે માહાન પૂરૂષનો જીવાત્મા શોધી કાઢવો. એ દિવસે એ હોડી જોવા માટે લોકો ભાડની બોટોમાં ફરવા નિકળે છે. જ્યારે પેલી લાંબી હોડી લોકોના મછવા આગળથી પસાર થાય છે ત્યારે લોકો ફટાકડા ફોડે છે તથા બંદુકના બાર કરે છે. કેટલાક વેહેમી લોકો એ હોડીને દારૂ, બતક વગેરે ચીજો અરપણ કરે છે.

બીજો ઓચ્છવ આઠમા મહિનાની પંદરમી તારીખે પડે છે. એને ફાનસનો ઓચ્છવ કહે છે. એ દિવસે સર્વે જણ ઘરના છાપરાં ઉપર બામ્બુઓ ગોઠવી તેપર ભાત ભાતના ફાનસો ટાંગે છે. રાતે તેમાં મીનબતી સળગાવી મૂકે છે. ભાત ભાતના રંગના તથા ઘાટના ફાનસોનો દેખાવ રાતની વેળાએ ઘણો રમણીય લાગે છે.

નવમાં મહિનાની નવમી તારીખે એક તેહેવાર આવે છે તેને પતંગ ચકાવવાનો તેહેવાર કહે છે. એ દિવસે ગામને પાદરે લોકો પતંગ ચકાવવા જાય છે. ત્યાં વીશથી ત્રીશ હજાર માણસ એકઠું થાય છે. લોકો મારામારી ન કરે માટે માદરી સીપાઇઓ લઈ આખો દિવસ ત્યાંજ ચોકી કરે છે. જે લોકોને પાદર દુર પડે તે લોકો પોતાના ઘરનાં છાપરાં પર ચઢી પતંગ ઉડાવે છે.

નવમા માસમાં ઉત્તરાયણ આવે છે. તે વખતે દિવસ ઘણો ટુંકો થાય છે. એ દિવસ પણ મોટા ઓચ્છવ માફક પાળવામાં આવે છે. ગામના સઘળા અમલદારો પોતાના રસાલા સાથે દેહેરાંમાં જઈ ભક્તિ કરે છે. ભક્તિ કરતી વખતે "બાદશાહ હજારવરસ જીવો, દશ હ-

જાર વરસ, તેથી પણ દશગણાં વરસ જીવો" એવી દુવા માગે છે.

ચીનાઓ પોતાની વરસ ગાંઠનો દિવસ ઘણી ધામધુમથી ગુજારે છે. પચાસ વરસની ઉમરના મરદોની શાલગિરી વધારે ધામધુમથી પાળે છે. તેમાં પચાસ, સાઠ, સીતર, વગેરેની વરસગાંઠપર ખાનીપીની બહુ ચાલે છે. સગાં વાહાલાંને તથા મિત્રોને બોલાવી ભોજન કરે છે. વાયસરાયને કે મોટા ઓહોદેદારને વરસ ગાંઠ ઉગે છે તો મોટી ધામધુમ ચાલી રહે છે. વાયસરાય ઘણો ઘરડો હોય તો બાદશાહની પરવાનગી મેળવી ગામમાં ઘણા દિવસ અગાઉથી ખાનીપીની, રોશની, અને રમત ગમત ચાલે છે. એ વખતે વાયસરોયને માટે તેના હાથ નીચેના અમલદારો નજરાણું મોકલે છે.

વરસગાંઠને દિવસે સહવારના સારા શકન તરીકે બતકના બાફેલાં ઈડાં તથા સેવ ખવરાવે છે. સેવ ખવરાવવાનું કારણ એ કે જેમ સેવના (ચીનાઈ) તાર લાંબા હોય છે તેમ તે ખાનારનાં આયુષ્યના તાર પણ લંબાય.

---

## ધર્મ.

ચીનમાં બાદશાહ રૈયતનો મુખ્ય ધર્મગુરૂ કહેવાય છે. જેમ હાલના લોકો મુર્ત્તિપૂજક છે તેમ અસલના વાગમાં ન હોતા. મૂર્ત્તિપૂજવાનો રિવાજ બુદ્ધ ધર્મનો ફેલાવો દેશમાં થયા પછી નિકળ્યો છે. બુદ્ધ ધર્મ દાખલ થયો તેની અગાઉ કોનફુશીઅસ કરી એક મહાન પુરૂષ થઈ ગયો તેના શાસ્ત્ર પ્રમાણે લોકો ચાલતા હતા.

કોનફુશીઅસ ઈ. સ. પુ. ૫૫૨ માં જન્મ્યો હતો ને ૭૩ વરસની ઉમરે મરણ પામ્યો હતો. એ કોઈ બાદશાહી

વંશાથી ઉતરેલા હતો. એના જેવા પંડિત ચીન દેશમાં બીજો થયો નથી. એણે પાંચ ચોપડી લખી છે જેને "ચાઈનીસ ક્લાસીકસ" કહે છે. એ ચોપડીઓમાં પૂર્વે થઇ ગયલા મોટા વિદ્વાનોના દરેક જુદી જુદી બાબત વિશેના મતો દર્શાવેલાં છે. ઘણીક બાબતો ઉપર એણે પણ વિવેચન કરેલું છે. એ પુસ્તકોમાં ધર્મ, રાજનીતિ, લગ્ન, મરણ, કાયદા, ન્યાય, શિક્ષા, વગેરેનું બયાન સમાવેલું છે. એ ચોપડીઓના લખાણ મુજબ દરેક વેહેવારમાં બાદશાહ તથા રૈયત ચાલે છે. પાઠશાળા અને નિશાળોમાં એ ચોપડીઓ શીખવવામાં આવે છે. સરકારી મોટી ચાકરી માટે ઉમેદવારોને પરિક્ષામાં પણ એજ ચોપડીઓમાંથી સવાલો પૂછવામાં આવે છે.

કોનફુશીઅસના સર્વે લખાણ નીતિવાળાં, બોધકારક તથા ફિલસુફી ભરેલાં છે. એના મત પ્રમાણે આ દુન્યામાં માણસની ફરજ પોતાના કુટંબનું, મિત્રોનું તથા પોતાના દેશીઓનું ભલું કરવામાં સમાયલી છે. એ પંડિત એવું કહે છે કે માણસની નીતિનો ઉત્તમ ગુણ માબાપની સેવા કરવામાં છે. છોકરાંએ માબાપને, બાઇડીએ ધણીને, તથા રૈયતે બાદશાહને નમીને ચાલવું. એજ કાનુનને અનુસરી ચીનની સંસાર મંડળી તથા રાજ મંડળી સ્થાપેલી દીસે છે. એ કારણથીજ સરકારનો બેહદ જુલમાત છતાં એ દેશનું રાજ લાંબો વખત સુધી ટકી રહ્યું છે. એ વિદ્વાન માણસોને સચાઈ, ડાહપણ, વફાદારી, ઉદારતા, તથા નમ્રતા શીખવે છે.

કોનફુશીઅસના મરણ પછી બાદશાહે તથા લોકોએ તેના માનને ખાતર તેની પથ્થરની મૂર્ત્તિઓ બનાવી દરેક ગામનાં દેહેરામાં મુકી અને તેઓ તેની પુજા કરવા લાગ્યા.

કોનફુશીઅસથી ઉતરતો બીજો મોટો વિદ્વાન મેનશીઅસ કરી (ઇ. સ. પૂ. ૩૭૧-૨૮૮) થઈ ગયો છે.

ઇ. સ. ની પેહેલી સદીની શરૂઆતમાં બુદ્ધ ધર્મનો ફેલાવો ચીન દેશમાં થવા માંડયો ત્યારથી જુદા જુદા દેવ દેવોની પુજા કરવાનો રીવાજ શરૂ થયો છે. થોડા વખતમાં એ ધર્મ આખા દેશમાં પસરી ગયો. એ ધર્મનો ફેલાવો કરવા માટે હિંદુસ્થાનમાંથી કેટલાક સાધુઓ ચીન દેશ ગયા હતા.

ઇ. સ. ની છઠ્ઠી સદીમાં ટાઇસ્ટ અને કૂફટાઇ ધર્મનો ફેલાવો થવા માંડયો હતો. પણ જેટલી બુદ્ધ ધર્મથી લોકો ઉપર અસર થઈ છે તેટલી બીજા કોઇપણ ધર્મથી નથી થઇ.

બુદ્ધ ધર્મના ગુરૂઓ મોટા મઠમાં રહે છે. એ મઠમાં એક વડો ધર્મગુરૂ રહે છે. એ ગુરૂઓ પોતાનાં માથાં તદન મુડાવે છે. માબાપથી છૂટા રહે છે. પરણતા નથી. દુન્યાના લોકો સાથે કશી મિત્રાચારી રાખતા નથી. અનાજ તથા ભાજી પાલા ઉપર ગુજરાન કરે છે. જીવવાળી જણસો ખાતા નથી. લોકોને ત્યાં સારે રૂડે ટાંકણે પૂજા કરવા બોલાવે તો જાય છે. એ ગુરૂઓ મરી જાય છે ત્યારે તેમને અગ્નિદાહ કરવામાં આવે છે.

ચીનાઈ ઓરતો પણ જોગણ યા સાધવી થાય છે. તેઓ માથાં મુડાવે છે, સાધુના જેવો લાંબો જબ્ભો પેહેરે છે. એ જોગણો ઘરે ઘર ધર્મ ક્રિયા કરવા જાય છે. સોળ વરસની અંદરની વયની ઓરતોને મઠમાં દાખલ કરતા નથી. જો કોઇ એ જીંદગીથી કંટાળી જાય છે તો તે પાછી પોતાને ઘરે જાય છે.

ટાઇસ્ટ સાધુઓ મઠમાં રહે છે. પરણતા નથી. માથા મુડાવતા નથી, બુદ્ધ ધર્મના સાધુ સાથે લોકોને ઘર પૂજા કરવા જતા નથી. એ ધર્મગુરૂઓ સર્વે જાતના ખોરાકનો આહાર કરે છે.

ટૂઉટાઇ પંથના ગુરૂઓ મઠમાં રહેતા નથી. પરણે છે. સર્વે જાતનો ખોરાક ખાય છે. પોશાક પણ બીજા સંસારી માણસની માફક પહેરે છે. માથું મુડાવતા નથી. એ ગુ-રૂઓ ઘરે ઘર પૂજા કરવા જાય છે.

ટૂઉટાઇ ધર્મના ગુરૂઓ કોનફુશીઅસના મત પ્રમાણે ચાલનારા છે. એ પંથના ગુરૂઓ ઘણા નથી. એ ગુરૂઓ ઘણું ભણેલા હોય છે. દરેક સરકારી મોટા અમલદાર જેવાકે વાયસરાય, ગવરનર વગેરે પોતાની નોકરીમાં એ પંથના એકેક ગુરૂને રાખે છે. એમને સરકારી તીજોરીમાંથી લવાજમ મળે છે. વરસના ચોકસ તેહેવારો ઉપર એ ઓ-હ્દેદારો દેવળમાં પૂજા કરવા જાય છે ત્યારે એ ટૂઉટાઇ ધર્મ ગુરૂ પૂજા કેવી રીતે કરવી તે સર્વે પૂજારીઓને શીખવે છે. ધર્મની બાબતમાં દરેક ઓહ્દેદાર પોતાના ઘરના ગુરૂને પૂછી કામ લે છે.

દરેક મોહોલાને નાકે દરવાજા આગળ પથ્થરની મૂર્ત્તિ બેસાડેલી છે. તે મોહોલાના ઘણા લોકો સમી સાંજના તે મૂર્ત્તિ આગળ દીવો મૂકે છે, અગરબતી બળતી રાખે છે તથા તેની પૂજા કરે છે.

દરેક જણ પોતાના ઘર અને દુકાનના બારણા આગળ દીવાળના ગોખમાં સાંજના મીનબતીનો દીવો મૂકે છે; અગરબતી સળગાવી મૂકે છે. થોડાં કાગળના કટકા હાથ-માં પકડી સળગાવે છે ને તેને વાંકા વળી નમી પૂજા કરે છે. પૂજા કરતી વખતે બાળવાના કાગળો ખાસ બના-વેલાં હોય છે. ઘરમાં જે દેવ બેસાડેલો હોય તેની આગળ લુબાન તથા અગરબતી બાળે છે તથા તેની પૂજા કરે છે.

દરેક મોટા શેહેરમાં મોટાં મોટાં ઘણાં દેહેરાં બાંધે-લાં છે. તેમાં મોટી મૂર્ત્તિઓ મૂકેલી છે. કેટલીક મૂર્ત્તિ વીશથી પચીશ ફુટ ઊંચી તથા છ સાત ફુટ પોહોળી હોય

છે. એવા ધાટની મૂર્તિઓ હિંદુસ્થાનનાં તથા કોલંબાનાં દેહેરાંઓમાં જોવામાં આવે છે. એ દેહેરાંમાં રાત દહાડો જાયુકનું સુખર, અગર તથા બીજી સુગંધી વસ્તુ બળતી રાખે છે.

ચીનાઓમાં ઘણી જાતના દેવોની પૂજા કરવાનો રીવાજ છે. દરેક દેવતાને માટે જુદુ દેહેરૂં બાંધેલું છે. નિચલા દેવોની પૂજા એ લોકો કરે છેઃ—જગતનો દેવ, આકશનો દેવ, દેવતાનો દેવ, દયાની દેવી, બલાસીઓની દેવી, દાઈ તથા છોકરાંઓની દેવી, લડાઈનો દેવ, રમત ગમતનો દેવ, ગાયનની દેવી, પૈસાની દેવી, કારીગરની દેવી, જુગાઽનો દેવ, ચોરનો દેવ, વૈદાની દેવી વગેરે. જેને જે દેવોનું કામ પડે તે દેવના દેહેરામાં જઈ પૂજા કરે છે તથા દુવા ચાહે છે. ચોરો પોતાનો ધંધો શરૂ કરવા પેહેલાં દેવ પાસે જઈ તેની મદદ ચાહે છે. જુગારીઓ પણ જુગારના દેવ પાસે સારા નસીબની આશા માગે છે.

દરેક પ્રાંતના મોટા ઓહ્દેદારોને વરસના અમુક તેહેવારો ઉપર દેહેરામાં જઈ પૂજા કરવાની ફરજ છે. જો પોતાની એ ફરજ ભૂલે તો તેમને સરકાર તરફથી મોટી સજા ખમવી પડે છે. વસંતઋતુમાં તથા પાનખરઋતુમાં મોટા અમલદારો દેહેરામાં જઈ આકાશ તથા પૃથ્વીના દેવની બંદગી કરે છે. વરસમાં બે વાર પવન, વાદળ, ગર્જના, તથા મેઘની ભક્તિ કરવાને મોટા અમલદારો દેહેરાંમાં જાય છે. એ ટાંકણે બાદશાહ પોતે પોતાની રાજધાનીનાં દેહેરાંમાં જઈ પૂજા કરે છે.

બાદશાહની વરસગાંઠને દિને દરેક અમલદાર દેવળમાં જઈ બાદશાહ માટે દુવા ચાહે છે.

જ્યારે બાદશાહ મરણ પામે છે ત્યારે રૈયત તથા સર્વે સરકારી નોકરો સોં દિવસ પર્યંત તેના મરણનો શોક પાળે છે. શોક પાળવાનું જાહેરનામું વાયસરોય તરફથી નિ-

કરે છે. એ મુદત સુધી લગ્ન, નાંચ, ખેલ, નાટક વગેરે બંધ પાડવામાં આવે છે. માથા મુડાવવાની સખત મનાઇ હોય છે. સર્વે લોકો દેહેરામાં જઇ બાદશાહના મરણનો વિલાપ કરે છે તથા ત્યાં બંદગી કરે છે. દુકાનદારો શોક દેખાડવા દુકાનના નામના પાટીઆં કાળા રંગના કરાવે છે. સરકારી ઓધેદારો કાળાં કપડાંવાળી પાલખી વાપરે છે. જે કોઇ સરકારી જાહેરનામાંથી ઉલટું ચાલે તેને સજા થાય છે. તેમાં મૂખ્ય કરી સરકારી નોકરોને ભારે સજા કરવામાં આવે છે.

જે મોહોલામાં દેવના દેહેરાં હોય છે તે દેહેરાના દર વાર્ષિક દિવસપર આખે મોહોલે મોટાં મોટાં કાચના ઝુંમરની લાઇટ (રોશની) કરે છે તથા તે દેહેરા આગળ બે ત્રણ દિવસ સુધી કીર્ત્તન કરવા ગાનારા તથા વાજીંત્ર વગાડનારાઓને કામે લગાડે છે. રાતના લોકનાં ટોળે ટોળાં લાઇટ જોવા નીકળી પડે છે. એ લાઇટથી મોહોલાનો દેખાવ બહુજ રળીયામણો લાગે છે. કેટલાંક ઝુંમર પચાસ ઉપર બત્તીનાં હોય છે. સઘળાં ઝુંમરો મોહોલાની વચ્ચો વચમાં બાંબુઓ ઉપર લટકતાં રાખે છે.

ચીનાઓ ચોકસ જનાવરોની પણ પૂજા કરે છે; તેમાં વાંદરાની મૂખ્ય પૂજા કરવામાં આવે છે. એવું કહે છે જે જ્યારે ચીન દેશમાં બુદ્ધધર્મનો ફેલાવો થવા માંડયો તે વખતે બાદશાહે તે ધર્મને લગતાં પૂસ્તકો હિંદુસ્થાનમાંથી લઇ આવવાને એક માણસને મોકલ્યો હતો. તે વખતે તે પૂસ્તકો મેળવવા માટે પેલા માણસને એક વાંદરાએ ઘણી મદદ કરી હતી. એ કારણ માટે બાદશાહે તે વાંદરાની મૂર્ત્તિ બનાવી તેની પૂજા કરવા લોકોને ફરમાવ્યું. શિયાળની પણ પૂજા થાય છે. એ જનાવર સરકારી સીલની

સંભાળ રાખનાર ગણાય છે. સર્વ સરકારી ઓધ્ધેદાર પોતાની નોકરીપર આવે ત્યારે એ જાનવરની મૂર્ત્તિની પૂજા કરે છે.

જ્યારે લાંબો વખત સુધી વરસાદ પડતો નથી ને દુકાળ પડવાની ધાસ્તી રહે છે, ત્યારે વાયસરાય, ગવરનર વગેરે દેહેરામાં જઈ વરસાદની મૂર્ત્તિની પૂજા કરે છે. પૂજા કર્યાં છતાં વરસાદ નહીં પડે તો લોકો એમ સમજે છે જે દેહેરાને કાંઈ અપશુકન નડયા હશે, અથવા સરકારી અમલદારો પોતાનું કામ વાજબી રીતે નહીં કરતા હશે તેથી દેવ ગુસ્સે થઇ વરસાદને અટકાવે છે. દેવને વધારે રાજી કરવા તેની મૂર્ત્તિને બાહાર ખુલી જગામાં સુંદર સિંહાસન પર બેસાડી તેની ભક્તિ કરે છે તથા આજુજી કરી વરસાદ માગે છે. એમ કરતાં પણ વરસાદજી મેહેરબાની નથી કરતા તો તેને મોટું સરઘસ કાઢી ભભકાથી મોહોલે મોહોલે ફેરવે છે. એથી પણ વરસાદનો દેવ રાજી નથી થતો તો લોકો એમ બોલે છે જે આટલી મેહેનત તથા આજુજી કીધી તે એ મશ્કરી સમજે છે. પછી છેલો ઈલાજ (લાકડાના દેવને ખાસડાની પૂજા) કરે છે. તેને ગાળો ભાંડવા માડે છે તથા તેની ઉપર થુંકે છે. એમ અજમાવ્યાથી કશું વળતું નહીં ત્યારે તેને પાછો મોહોલાઓમાં ફેરવવા લઈ જાય છે. ઢોલ, ઘંટ, તથા થાળી વગાડતા જાય છે ને સડાસટ ચાબકાના ફટકા તેને મારતા જાય છે. મારવા છતાં હઠીલો થઈ રહે છે તો તેને દેહેરામાં પાછો લઈ જાય છે. તેની અસલી જગા ઉપર બેસાડતા નથી પણ હલકા દેવોની સાથે છેક નિચલી બેઠક પર બેસાડે છે, એમ સમજીને જે તે પોતાને અપમાન થયલું સમજી લોકોની દાદ લે. જ્યારે ભારે દુકાળ પડે છે ને લોકો ભુખમારાથી મરી જાય છે ત્યારે તે ખરાબા

અટકાવવા માટે હલકા વર્ણના લોકો ગામના માદરી પાસે જાય છે ને પોતાના જીવનો ભોગ તે ગુસ્સે થયલા દેવને આપવા મરજી દેખાડે છે.

ધર્મ સંબંધી બાબતોમાં ચીનાઇ રૈયત કાંઈ પણ પ્રકારના જુલમના સંકટથી મુક્ત છે. જેને જે ધર્મ પંસદ પડે તે ધર્મ પાળે છે. સરકાર એ બાબતમાં વચ્ચે આ-વતી નથી. જ્યારે રૈયત સરકારી કામકાજને આડે આવે છે ત્યારેજ સરકાર તેમને સજા કરે છે.

ચીનમાં યુરોપખંડના તથા અમેરિકા ખંડના ઘણા મિશનરીઓ પૈસો ટકો ખરચી તથા જીવ જોખમમાં નાંખી ચીનાઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવાને ઘણા વ-રસ થયાં પ્રયત્ન કરે છે. એ લોકો પોતાનાં કામમાં હજી ઝાઝા ફાવ્યા નથી ને હવે પછી પણ ફાવે તેમ દેખાતું નથી. ચીનાઓ ઉપર બુદ્ધધર્મે મજબુત કાબુ રાખેલો હોવાથી મિશનરીઓના સમજાવા ઉપર લલચાઈ પોતાના ધર્મનો ત્યાગ કરતા નથી. કરોડોની વસ્તીમાંથી માત્ર થોડા હ-જાર ચીનાઓને આટલી લાંબી મુદતે પોતાના ધર્મમાં લે-વાને એ મિશનરીઓ શક્તિવાન થયા છે. વટલાવવાના કામમાં ખ્રિસ્તી ઓરતો પણ ઘણો ભાગ લે છે. ઘણી ઓરતો ચીન દેશના મધ્ય ભાગમાં હિમતથી જાય છે ને ત્યાં ચીનાઇ ભાષામાંજ ધર્મ સંબંધી ઉપદેશ કરે છે.

મિશનરીઓ ચીનાઓને સમજાવે છે કે ક્રાઇસ્ટના ફરમાન પ્રમાણે ચાલ્યાથી સર્વે પાપ કપાઈ જઇ મરણ પછી સ્વર્ગ મળશે; ત્યારે ચીનાઓ એમ કહે છે જે આ દુન્યામાં માન, દોલત, ઓહ્દો, મોટી ઉમર તથા ઘણા છો-કરાં છૈયાં હોય એટલેજ તેને આ દુન્યા બેહેસ્ત જેવી લા-ગે છે તથા મરણ પછી પણ તેને બેહેસ્તમાંજ મુકામ મ-ળશે. વળી કેટલાક બેઅકલી લોકો એમ કહે છે જે

ખ્રિસ્તી ધર્મ પાળ્યાથી બધાજ સ્વર્ગમાં જાય તો ત્યાં ભચડાભચડી થઈ જાય ને સર્વેને બરાબર સુખ મળે નહીં તથા બેહેસ્તના મકાનમાં વધારે ભાર થવાથી તેનું તળીયું નિચે પડી જાય.

ચીન દેશ વિશે જે જે માહિતગારી આપણે મેળવી છે તે મિશનરીના પ્રતાપથીજ છે. એ લોકો પેહેલાંથીજ દેશના અંદરના ભાગમાં જઈ દેશ તથા લોકો વિશે માહિતી મેળવી દુન્યાને જાણુ કરતા આવ્યા છે. મિશનરી ઓરતો તથા મરદો પોતાના જીવ જોખમમાં નાંખી ચીન દેશમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરે છે. એમાં કેટલીક વખતે તેમના જીવ પણ ગયા છે.

એ મિશનરીઓને ધર્મના કામ માટે અમેરિકાના તથા યુરોપના લોકો તરફથી લખો રૂપીઆનો આસરો મળે છે. એ પૈસામાંથી ચીનાઈ છોકરાંઓની નિશાળો, દવાખાનાં, ફાઉન્ડલીંગ હસ્પિતાલ (નિરાશ્રિત ઠામ) જગે જગે સ્થાપેલાં છે. એ નિશાળોમાં છોકરાંઓને મફત કેળવણી આપવામાં આવે છે. દવાખાનામાં મફત દવા આપવામાં આવે છે, તથા વધારે માદા દરદીને ત્યાંજ રાખી તેની બરદાસ કરે છે.

ફાઉન્ડલીંગ હસ્પિતાલ સ્થાપવાથી દર વરસે હજારો જાનનો બચાવ થાય છે. ઘણાં માબાપો પોતાનાં છોકરાંને મારી ન નાંખતાં એ હસ્પિતાલમાં પોતાના બાળકોને લાવી મૂકી જાય છે. કેટલાંક ગરીબ માબાપો પોતાનાં બચ્ચાંને રસ્તાપર મૂકી ચાલી જાય છે. એ બચ્ચાંને એ ભલા પરમાર્થી મિશનરીઓ રસ્તાપરથી ઊંચકી લઈ જઈ હસ્પિતાલમાં રાખે છે. કેટલીક વખતે નાના બચ્ચાં ખૂણે ખોચરે પડેલાં હોય છે તેમને ઊંદર તથા કુતરા ક-

રડી આવતાં માલમ પડે છે. એ છોકરાં મુખ્ય કરી કુમારીકાનાં તથા પાતરનાં હોય છે.

એ હસ્પિતાલમાંનાં છોકરાં મોટાં થાય છે તેમને જુદા જુદા ધંધા શીખવે છે. છોકરી મોટી થાય તો તેને પરણાવી આપે છે. જે છોકરાં ખોડ ખાપણવાળાં હોય તેમને ત્યાંજ રાખે છે.

હાલમાં કેટલાંક પ્રાંતના લોકો મિશનરીઓને તેમનાં કામમાં બહુ અડચણ કરે છે. તેમના મકાનને ભાંજી બાળી નાંખે છે, અને લાગ ફાવેતો મિશનરી મરદ તથા ઓરતને મારી પણ નાંખે છે. કેટલાક લુચ્ચા લોકો વહેમી તથા ભામટાઓને એવું ઉલટું સમજાવે છે કે મિશનરીઓ બચ્ચાંને રસ્તામાંથી ઊંચકી લઇ જઈ તેમની આંખો કાઢી લઈ દવાના કામમાં વાપરે છે. પછી તે બચ્ચાંને ગાળી નાંખે છે. એ ઉપરથી તે અજ્ઞાની લોકો મિશનરીઓનાં ઘરબાર તથા ધર્મનાં મકાનોનો નાશ કરે છે, તથા તેમને મારે છે. એ ઉશકેરનારામાં ઘણા ભણેલા લોકો હોય છે તથા ઘણા સરકારી અમલદારો પણ માંહે છૂપો ભાગ લે છે. જ્યારે રૈયત મિશનરીઓનું નુકશાન કરે છે ત્યારે ચીનાઈ સરકાર પારકા રાજ્યની બીહીકથી તે નુકશાન ભરી આપે છે.

---

## પ્રીતિ સગાં તરફ.

ચીન દેશના લોકો જેટલું માન પોતાનાં માબાપને આપે છે તેટલું કોઈ પણ બીજા દેશના લોકો પોતાનાં માબાપને આપતા નથી. માબાપને તો નમીને ચાલે છે પણ પિતૃઓનેબી અતિશ્ય માન આપે છે. તેમની પુજા હમેશાં ઘરમાં કરે છે; અને વરસમાં એક વખત

તેમની ઘોર આગળ જઈ તેને સાફ કરે છે; તેની આ-
ગળ ભાત ભાતનું ભોજન મૂકી પૂજા કરે છે. ગમે તેવું
અગત્યનું કામ હોય તે છોડી તથા ગમે એટલા દુર રહેતા
હોય તે છતાં તેમની ઘોર આગળ જવાને ચુકતા નથી.
પિતૃઓની ઘોરને કોઈ ખણી નાંખે તો એ લોકો મોટું
અપમાન સમજે છે. બાદશાહને જ્યારે કોઇ મોટા બ-
ળવાખોરને મોટી સજા કરવી હોય ત્યારે તેના વડાઓની
ઘોર ખોદાવી નાંખે છે.

બાયડી પોતાના પતિ ઉપર ઘણી પ્રીતિ રાખે છે. જેમ
આગળ હિંદુઓમાં સતી થવાનો ચાલ હતો તેવો રીવાજ
ચીનાઇ ઓરતોમાં જોવામાં આવે છે. જ્યારે કોઈ બા-
ઈડીનો ધણી મરણ પામે છે, ને તેની ઉપર તેણીનું ઘણું
હેત હોય, તથા વરના મરણ પછી તેણીનું ગુજરાન કર-
નારૂં કોઈ ન હોય તો તે સદગુણી સ્ત્રી આપઘાત કરી મરી
જાય છે. ખુલી જાહેર જગામાં જઇ લોકોની સન્મુખ
આપઘાત કરે છે. સરકાર એ કામમાં વચ્ચે આવતી નથી.
ચીના લોકો એ કામને નેકીનું કામ સમજી ઉત્તેજન આપે છે.

કેટલીક વખત માબાપ ગરીબ હોય ને દીકરો પોતે
તેમનું ગુજરાન કરવાને તદન અશક્ત હોય તો સરકારી
માદરી કોઇ ખુનીને કાપી નાંખવાનો હોય તેની આગળ
તે દીકરો જઇ તે માદરીના કાલાવાલા કરી તે ખુનીને
બદલે પોતાનો જીવ આપવાને પોતાની મરજી દેખાડે છે.
એમ કર્યાથી તે ખુની પેલા નિર્દોષને પૈસા આપે છે.
એ પૈસાથી તેના માબાપનું ગુજરાન ચાલે છે. એમ અ-
દલા બદલી કરવાને માદરી કશી અડચણ જોતો નથી પણ
જે ગુનેગારે સરકાર સામે વાંક કીધો હોય તેને એમ છોડી
દેતા નથી.

ઘણાં છોકરાંને પોતાના માબાપ પર એટલું વાહાલ

હોય છે કે જ્યારે માબાપ માંદા પડે અને દવા દારૂથી સાજાં ન થાય અને વૈદ ફરમાવે જે માણસનું લોહી અથવા માંસ ખાવા આપે તોજ સાજાં થાય તો તેમનાં છોકરાં પોતાનું લોહી કે માંસ તેમને ખવરાવવાને રાજી થાય છે. એવા દાખલા ચીન દેશમાં વારંવાર સાંભળવામાં આવે છે.

એ લોકો પોતાથી વડાને માન આપી ચાલે છે. મોટો ભાઈ નાના ભાઈને ગમે એટલો પજવે તે છતાં તેને સજા કરવાનું નાના ભાઈનું દીલ ચાલતું નથી. એક વખતે મોટા ભાઈએ નાના ભાઈનાં નાણાં ચોર્યાં. નાનો ભાઈ મોટા ભાઈને સજા કરાવે છે તો ચીનાઓના રીવાજથી ઉલટું થાય છે તેથી નાના ભાઈએ પોતાના હાથનાં આગળાં કાપી નાંખ્યાં જેથી તે ચાકરી ધંધો કરવાને અશક્ત થયો; તેને લીધે મોટા ભાઈને તેનું તથા તેના કુટંબનું હમેશાં પાળણ પોષણ કરવું પડયું. એજ મોટા ભાઈને ચોરીની સજા થઈ.

## વારસો.

ચીનાઓ પોતાને પોતાના વડાવો અથવા પૂર્વજોની સાથે સાંકળની કડીઓ માફક જોડાયલા સમજે છે, તેથી દરેક જણ પોતાનું વંશ હમેશાનું જારી રાખવા પુત્ર પ્રાપ્તિની ઈચ્છા રાખે છે. પેહેલી બાયડીને પુત્ર ન થયો હોય તો બીજી બાયડી પરણે છે. બીજીને છોકરો ન થાય તો ત્રીજી પરણે છે. એમ ચાર પાંચ બાઈડીઓ પરણે છે. કેટલાક મરદો પેહેલી બાયડીને પેટે છોકરા થયા હોય તે છતાં પોતાની મોટાઈ દેખાડવાને ઘણી બાયડીઓ પરણે છે. જ્યારે કોઈ પણ બાયડી છોકરાનો જન્મ નથી આપતી ત્યારે દત્તક કરવાની ફરજ પડે છે. પેહેલાં ભાઈનો છોકરો હોય તેને કરી લે છે; ભાઈનો છોકરો ન હોય તો બેનના દી-

કરાને વારસ કરે છે. બેનનો પણ નહીં હોય તો બીજા સગાના છોકરાને કરી લે છે. જ્યારે કોઈજ સગાનો છોકરો નહીં હોય ત્યારે પારકાને દત્તક કરવાની ફરજ પડે છે. બનતાં સુધી પોતાનીજ અટકનો છોકરો હોય તેને દત્તક કરે છે.

બાપ મરી જાય તો વડો દીકરો ઘરનો મુરબ્બી ગણાય છે. જે ભાઈઓ કુંવારા હોય તે વડા ભાઈની સાથે રહી ગુજરાન કરે છે. ભાઈઓ છૂટા પડવા માગે તો વડા ભાઇને બીજા ભાઇઓ કરતાં બમનો હિસ્સો મળે છે. ચાર ભાઈ હોય તો મિલકતના પાંચ ભાગ કરી બે ભાગ વડો ભાઈ લે છે; ને એકેક ભાગ દરેક ભાઈ વેહેંચી લે છે. બેન પરણેલી હોય તો તેને કશો વારસો મળતો નથી, જો કુંવારી હોય તો માત્ર નામનો હિસ્સો મળે છે.

વડો ભાઈ ગુજરી જાય તો બીજા ભાઇને વડીલપણું મળતું નથી. વડા ભાઇનો છોકરો ઘરનો ઉપરી ગણાય છે. વડા ભાઇને છોકરો ન હોય તો તેનો દત્તક ઘરનો કારભાર ચલાવે છે.

કોઈ માણસને પેટે સંતાન ન હોય અને દત્તક પણ નહીં કરી લીધો હોય તો તે મર્યા પછી નરકે જાય છે એમ ચીનાઓ માને છે. પોતા પાછલ દીકરો મૂકી જવા અથવા દત્તક કરી લેવાના મૂખ્ય કારણ નિચે પ્રમાણે છે:—(૧) વંશનો વેલો જારી રાખવા; (૨) પોતાની લાસને ચોખ્ખાં પાણીથી ધોવા; (૩) મરણની ક્રિયા કરવા; (૪) મુડદાને ભૂમિદાહ કરવા જતી વખતે હાથમાં લાકડી લેઈ આગળ ચાલવા; (૫) મરનારની ટેબલેટ આગળ ઘરમાં દીવો બળતો રાખવા; (૬) દર વરસે મુડદાની ઘોર આગળ જઇ તેની ક્રિયા કરવા.

---

## કેળવણી.

ચીનાઓને વાંચવાનો શોખ ઘણો હોય છે. હલકી વર્ણના લોકો પણ થોડું ઘણું વાંચી શકે છે. દરેક ગામડામાં મૂળ કેળવણી માટે નિશાળો સ્થાપેલી હોય છે. એ નિશાળો ખાનગી હોય છે. એ નિશાળોમાં સાધારણ કેળવણી આપવામાં આવે છે. નિશાળે ભણવા જવાનો વખત સહવારના છ વાગાનો રાખેલો હોય છે. નાનાં બાળકો છ વાગાની અગાડીથી નિશાળે આવી બેસે છે. પાંચ કે છ વરસની ઉમરના છોકરાઓને એ નિશાળોમાં દાખલ કરવામાં આવે છે. બચ્ચાંને પેહેલાં અક્ષર લખતાં શીખવે છે. છાપેલા પદનો ખરડો હોય છે તેની ઉપર પાતળો કાગળ મુકી ચીનાઇ વાળની કલમે ચીનાઇ રૂશનાઈથી તે પદ છોકરાં પાસે ઘુંટાવે છે. એ કલમ પાતળા બરૂ જેવા વાસની બનાવેલી હોય છે. જેમ ચિતારાની પીંછીને વાળ હોય છે તેમ એ કલમમાં વાળ ઘાલેલા હોય છે તેનાથી અક્ષરો લખવામાં આવે છે. ત્યારપછી પદ પારખતાં શીખવે છે. પદ પારખતાં આવડે એટલે તેના અર્થ શીખવે છે. છોકરા નિશાળમાં ગયા કે તેમને પેહેલો ધડો માબાપની સેવા કરવા, સત્તાવાળાને નમીને ચાલવાનો, વડાઓને માન આપવાનો, અને મેહેનતું થવાનો શીખવે છે.

બીજી ભાષાઓની માફક ચીનાઇ ભાષામાં મૂળાક્ષરો નથી. આખી ભાષામાં એકપદી શબ્દો છે, જેની સંખ્યા હજારોની છે. દરેક શબ્દનો અર્થ ઉત્તપન્ન થાય છે. મૂળાક્ષરો નહીં હોવાને લીધે તથા ભાષા શીખવવાની પદ્ધતિની ખામીને લીધે પારકા લોકોને એ ભાષા શીખવાને ઘણી અડચણ નડે છે. એ ભાષા શીખવામાં બીજી નડતર એના ઉચ્ચારની છે. લાંબા, ટુંકા, પોહોળા ઉચ્ચાર

કરવાને બહુ કઠણ પડે છે. ઘણાક શબ્દો એવા છે જે તેનો સેહેજ લાંબો ઉચ્ચાર કર્યો હોય તો તેનો અર્થ તદન જુદો થાય છે, જો સેહેજ ટુંકો કર્યો હોય તો તે અર્થ તદન બદલાઈ જાય છે. એ ભાષા શીખવાને આટલી અઘરી છતાં કેટલાક યુરોપીઅનોએ એ ભાષાનો ઘણો સારો અભ્યાસ કરેલો છે. કેટલાક કોનસલો એ ભાષા સારી રીતે લખી વાંચી જાણે છે, તથા ઘણાં મિશનરી મરદો તથા ઓરતો ચીનાઈ ભાષા વાંચે છે તથા ધર્મ બાબતના ભાષણો ચીનાઈજ ભાષામાં કરે છે. કેટલાક યુરોપીઅનોએ એ ભાષાના શબ્દકોશ બનાવ્યા છે. પારકા લોકોને એ ભાષા બોલતાંજ શીખવી હોય તો ત્રણ ચાર વરસમાં સેહેલાઇથી એ ભાષા બોલી શકે છે, પણ એ ભાષા લખતાં તથા વાંચતાં શીખવાને ઘણા વરસ લાગે છે. એનું મુખ્ય કારણ એ ભાષા શીખવવાની કઢંગી રીતનું છે. ચીનાઓ પણ એ ભાષાનો પંદર વરસ ઉપરાંત સખત અભ્યાસ કરે તોજ ચીનાઇ ભાષામાં વિદ્વાનોને હાથે લખાયલાં પુસ્તકો વાંચી શકે છે.

જ્યારે નિશાળમાં છોકરાંઓને છાપેલાં પદ બરાબર ઘુંટતાં આવડે ત્યારે ચોપડી વાંચવાને આપે છે. શિક્ષક પોતે પેહેલાં પાઠ વાંચી સંભળાવે છે, પછી છોકરાઓ તે પાઠ મોઢે કરે છે, મોઢે કર્યા પછી તે છોકરાઓ શિક્ષક કને જઈ ચોપડી બંધ કરી શિક્ષકને પીઠ કરી ઉભો રહી પોતાનો પાઠ બોલી જાય છે.

જ્યારે છોકરાઓ મેહેતાજીની નિશાળનો અભ્યાસ પૂરો કરે છે ત્યારે બીજી મોટી નિશાળોમાં વધારે અભ્યાસ કરવા જાય છે. એ નિશાળો પણ ખાનગી હોય છે. એ નિશાળોમાં સરકારી પરીક્ષામાં દાખલ થઈ શકે એવી રીતનો અભ્યાસ છોકરાઓને શીખવવામાં આવે છે. એ

નિશાળોમાં "ચાઈનીસ કલાસીકસ" શિવાય બીજું શી-ખવવામાં આવતું નથી કારણ કે એજ ચોપડીઓમાંથી પરીક્ષાના સવાલો પૂછવામાં આવે છે.

ચીનાઓ પોતાની ભાષા જમણા હાથપરથી લખ-વાને શરૂ કરે છે. તે પણ જેમ ફારસી ભાષા લખાય છે તેમ સીધી લીટીમાં નહીં પણ ઉભી લીટીમાં લખે છે. એક ઉભી લીટી પૂરી થઈ કે બીજી તેની પાસેથી ઉભી લીટી-માં લખે છે. તેજ પ્રમાણે વાંચવાનું પણ જમણી બાજુ-થી ઉભી લીટીથી શરૂ કરે છે. જેમ આપણે ચોપડીમાં ટીકા કે સૂચના ચોપડીના પાનાના નિચલા ભાગ ઉપર ફુદડી કાઢી લખીએ છીએ તેમ ચીનાઓ કરતા નથી પણ પા-નાના ઉપલા ભાગ ઉપર ટીકા કે સુચના લખે છે. જે વ-રસમાં ચોપડી છપાઈ હોય તે વરસ ચોપડીના જમણી બાજુના પેહેલા પાના પર લખે છે એટલે તે વખતે રાજ કરતા બાદશાહાનું નામ તથા તેને ગાદીએ આવ્યાને જે-ટલાં વરસ થયાં હોય તે લખે છે.

ચીનાઈ ચોપડીઓને આપણી ચોપડીઓની માફક પૂઠાં હોતાં નથી. ચોપડીનાં પાના બમે જોડાયલાં રાખે છે. પાનાની એકજ બાજુએ અક્ષરો છાપે છે. ચીનાઈ કા-ગળો સાહી ચુસવાના કાગળો જેવા હોવાથી પાનાની બન્ને બાજુએ લખાઈ શકાતું નથી. જેમ આપણે ચોપડીનું નામ, પ્રકરણ, પાનાનો અંક વગેરે પાનાને મથાળે લખીએ છીએ તેમ ચીનાઓ નથી લખતા પણ એ સર્વે બાબત લખેલાં પાનાના વચલા ભાગમાં લખે છે.

ચીનમાં દરેક પ્રાંતની ભાષામાં થોડો ઘણો ફેરફાર હોય છે. એક પ્રાંતના લોકો બીજા પ્રાંતની ભાષા જલદી-થી સમજી શકતા નથી. સરકારી ઓહદેદારોની ભાષા મા-ન્ડરી ભાષા કહેવાય છે. એ ભાષા જે જાણે છે તે આખા

દેશની ભાષા સમજી શકે છે. લખવાની લિપિતો સર્વે ઠે-કાણે એક સરખીજ હોય છે.

સર્વે સરકારી મોટા ઓદ્દા જેઓએ સરકારી પરીક્ષા પાસ કરી હોય તેમનેજ આપવામાં આવે છે; એથી ઘણા ગરીબ માણસ પણ પરીક્ષા પાસ કરી મોટામાં મોટા ઓદ્દા મેળવવાને નસીબવાન થાય છે.

એ સરકારી પરીક્ષા દર વરસે દર પ્રાંતના મુખ્ય શે-હેરમાં લેવામાં આવે છે. પરીક્ષા "ચાઈનીસ કલાસીક્સ" ની લેવામાં આવે છે. જે ઉમેદવારોએ એ ચોપડી પાઠે કરી હોય તેજ પાસ થઇ શકે છે. એ પરીક્ષામાં નિચલા વર્ણના ઉમેદવારોને દાખલ કરી શકતા નથી:—લશ્કરી સિપાઈના છોકરાઓને, નાટકીના છોકરાઓને, કુટણાના છોકરાઓને, ખાંધીઆના છોકરાઓને, પાતરના છોકરાઓને, તથા ગુલામના છોકરાઓને.

ઉમેદવાર પરીક્ષાના થોડા દિવસ અગાઉથી પરીક્ષા-માં દાખલ થવાની અરજી આપે છે. અરજીમાં પોતાનું નામ, ઠેકાણું, ઉમર, માબાપનાં તથા તેના વડાઓનાં નામ લખે છે. ઉમેદવાર મરણનો શોક પાળતો ન હોવો જોઇએ. દાઢી મુછવાળો છે કે નહીં તે પણ અરજીમાં લ-ખવું જોઇએ. ઉમેદવારે અરજીમાં જે લખ્યું છે તે ખરૂ છે તે જાણવા માટે બે ગૃહસ્થો જામીન થાયછે. એ ગૃહસ્થો પણ પરીક્ષા પાસ કરી ડિગ્રી મેળવેલા જોઇએ છે.

પરીક્ષા લેવા માટે પીકીન શેહેરથી ખાસ બે કમી-શનરો દરેક પ્રાંતમાં આવે છે. તેમને પરીક્ષા લેવાના મ-કાનમાં રાખવામાં આવે છે. તેમના રહેવાના ઓરડાનાં બારણા સીલ કરી બંધ રાખે છે. તેમને બાહારના મા-ણસો જોડે કશો વેહેવાર ચલાવવા દેવામાં આવતો નથી.

જો એમ ચોકસાઇ ન રાખે તો ઉમેદવારો લાંચ આપી પોતાનું કામ કાઢી જાય.

એ પરીક્ષામાં વીશથી ત્રીશ હજાર ઉમેદવારો હાજર થાય છે. ઘણા ઉમેદવારો પોતાના નોકરોને સાથે લેતા આવે છે. જેથી પરીક્ષા ચાલે એટલા દિવસો સુધી પચાસ હજાર ઉપર માણસની વસ્તી પરીક્ષાના મકાન આગળ થાય છે. ત્યાં ઘણા દુકાનદારો દુકાન માંડી બેસે છે. જાણે એકેકાણે મેળો ભરાયો હોય એવું દેખાય છે. પરીક્ષા ચાલતી હોય તેટલા દિવસ ઉમેદવારોને સરકારી ખાવાનું મળે છે. પણ કેટલાક ઉમેદવારો પોતાનોજ ખોરાક ખાય છે, કારણ કે જેમ સરકારનો હુકમ છે તેમ સરકારી ખાવાનું આપવામાં આવતું નથી. એ ખાવાનાં નાણામાંથીખી માદરીઓ ઘણા પૈસા જમી જાય છે. જે જગા ઉપર પરીક્ષા લેવામાં આવે છે તેને આસપાસ દીવાલ બાંધી ઘેરી લીધેલી હોય છે. ઉમેદવારોનું ભોજન પરીક્ષાના મકાનમાંજ થાય છે. પાણી પણ અંદર એકઠું રાખી મૂકવામાં આવે છે. જે દિવસે પરીક્ષા હોય તે દિવસે ઉમેદવારોને અંદર દાખલ કર્યા પછી દરવાજો બંધ કરી સીલ કરે છે જેથી અંદરના માણસો બાહાર જઇ શકતા નથી અને બાહારના અંદર આવી શકતા નથી.

પરીક્ષા લેવાનું કામ સહવારના આઠ વાગે શરૂ થાય છે. પણ ઉમેદવારો છ વાગેથી હાજર રહે છે. આઠ વાગા પછી કોઇને અંદર દાખલ કરતા નથી. ઉમેદવારોને બેસવા માટે નાના નાના ખાંચા બનાવેલા હોય છે. દરેક ખાંચો ત્રણ બાજુ દીવાલથી ઘેરલો હોય છે. એ ખાંચો ૭ ફૂટ લાંબો અને ત્રણ ફૂટ પોહોળો હોય છે. એકેક ખાંચામાં એકેક ઉમેદવાર બેસે છે. એ ખાંચાઓની નજદીક ઓવરસીઅર ફરતા રાખેલા હોય છે. બપોરના બે

વાગે પરીક્ષાના મકાનના દરવાજા ઉઘાડે છે ત્યારે જે ઉ-
મેદવારોએ પોતાના સવાલ લખ્યા હોય તેઓ પોતાના પત્ર
આપી બાહાર જાય છે. જેઓના પત્ર અધુરાં હોય તેઓને
લાંબો વખત સુધી બેસવા દે છે, પણ રાતના નવ વાગા
એટલે સર્વે ઉમેદવારોના હાથમાંથી પત્ર લઇ લે છે. એ પે-
હેલી પદ્વીની પરીક્ષા ગણાય છે. એ પરીક્ષા પાસ કરે તેને
ચઢતી પદ્વીની પરીક્ષામાં જવા માટે સાર્ટફિકેટ આપવા-
માં આવે છે. એ હલકી પરીક્ષા આઠ દિવસ સુધી લેવા-
માં આવે છે. પેહેલા દિવસના સવાલના જવાબ તપાસ્યા
પછી ચાર પાંચ દિવસે બીજા સવાલોની પરીક્ષા માટે ઉ-
મેદવારો પાછા પરીક્ષાના મકાનમાં આવે છે. એમ થોડા
થોડા દિવસને અંતરે આઠ વખત પરીક્ષા આપવી પડે છે.
આઠ પરીક્ષામાં જે ઉમેદવાર ઓછામાં ઓછી ત્રણ પ-
રીક્ષા પાસ કરે તેને બીજી મોટી પરીક્ષામાં દાખલ કર-
વામાં આવે છે.

બીજી મોટી પરીક્ષા ચાનસીલરના મકાનમાં લેવામાં
આવે છે. એ પરીક્ષા બી. એ. ની કહેવાય છે. એમાં પેહેલી
પરીક્ષાના જેટલા ઉમેદવારો નથી આવતા. પરીક્ષા ત્રણ
દિવસ સુધી ચાલે છે. પરીક્ષા લેવામાં પીકીનથી આવેલા બે
કમીશનરો તથા ગવરનર, ચાનસીલર, મોટા માદરીઓ
અને કેટલાક પ્રોફેસરો કામે લાગે છે. પરીક્ષા પુરી થાય
ત્યાંસુધી સર્વ પરીક્ષકો પરીક્ષાના મકાનમાં રહે છે. માત્ર
ગવરનર પોતાના સરકારી કામકાજ માટે બાહાર આવ જા
કરે છે. એ પરીક્ષા સહવારના ૭ વાગેથી શરૂ થાય છે
તેથી એક રાત અગાઉથી ઉમેદવારોને પરીક્ષાના મકાન-
માં દાખલ કરે છે.. ઉમેદવારો ચોપડી અથવા લખેલા
કાગળો સાથે લઇ આવ્યા હોય તેથી તેમનાં સઘળાં ક-
પડાં ચોકસાઇથી તપાસી ઝાડા લેવામાં આવે છે.

ઉમેદવારોને લખવા માટે સરકારી કાગળ આપવા-
માં આવે છે. સવાલોના પત્રકો છાપેલા હોય છે. "આઇ-
નીસ ક્લાસીક્સ" માંથી સર્વ સવાલો પુછવામાં આવે છે.
જે ઉમેદવારોએ એ ચોપડીઓ મોઢે કરી હોય તેઓજ પ-
રીક્ષામાં પાસ થઇ શકે છે. જેમ આપણા મુલકની પ-
રીક્ષામાં ઉમેદવારો જવાબના પત્રકો ઉપર પોતાનું નામ
લખે છે તેમ એ પરીક્ષામાં ઉમેદવારો નામ લખતા નથી.
જુદા કાગળ ઉપર નામ લખી તેને પડખીડિયામાં બંધ
કરે છે. તે પડખીડિયું જવાબના પત્રક સાથે ચોંટાડે છે.
જવાબના પત્ર નાંખવા માટે પેટીઓ રાખેલી હોય છે તેમાં
સઘળા ઉમેદવારો પત્ર નાંખે છે.

ઉમેદવારોએ લખેલાં પત્રો કેટલાક પ્રોફેસરોના હા-
થમાં આપવામાં આવે છે. તેઓ માત્ર એટલુંજ તપાસે
છે જે કાયદા પ્રમાણે લખ્યાં છે કે નહી. જો જે પ્રમાણે
લખવા કહ્યું હોય તે પ્રમાણે જવાબ લખ્યા નહીં હોય તો
તે ઉમેદવારનું નામ બાહેર પાટીઆપર લખે છે, જેથી તે
ઉમેદવાર પરીક્ષાના મકાનમાંથી જતો રહે છે. પછી તે
બીજે વરસે પાછો પરીક્ષામાં આવે છે. પ્રોફેસરોના હાથ-
માંથી તે પત્રકો નકલ કરનારાના હાથમાં જાય છે. નક-
લ કરનારાઓ લાલ સાહીથી સર્વ ઉમેદવારોના જવાબની
નકલ કરે છે. નકલ કરતી વખતે ભૂલ ચૂક હોય તે સુ-
ધારવામાં આવતી નથી; કશા પણ ફેરફાર વગર સારા
અક્ષરે લખી લે છે. એ નકલો કમીશનરોના હાથમાં જાય
છે. એમને અસલ નકલ આપવામાં આવતી નથી; કાર-
ણ કે તેમ કીધાથી કોઈ ઓળખીતા ઉમેદવાર ઉપર મે-
હેરબાની કરી શકે છે. તે એવી રીતે જે પરીક્ષા પેહેલાં
ઉમેદવાર તથા કમીશનર સાથે છુપી ગોઠવણ થાય કે
ઉમેદવારે પત્ર ઉપર આવીને આવી નિશાણી અથવા ડાઘા

પાડવા, કે જેથી તે કમીશનર પત્ર તપાસતી વખતે તે પત્ર ઓળખી કહે.

કમીશનરો પત્ર તપાસ્યા પછી બીજા પ્રોફેસરોને આપે છે. તેઓ અસલ તથા નકલ તપાસી જોય છે, કે રખેને નકલ કરનારાએ ચૂક સુધારી નકલ ન કીધી હોય. જો સેહેજની વધારો ઘટાડો માલમ પડે તો નકલ કરનારને બાંધી મારવામાં આવે છે.

છેલે તે નકલો ગવરનરના હાથમાં જાય છે. પત્રમાં પાસ થવાને જોઈતી માર્ક મળેલી હોય તેના લખનારાઓ પાસ થયલા ગણાય છે. એ વખતે ગવરનર પોતે પેલું પડખીડિયું ઊઘાડી લખનારનું નામ જોય છે એ પેહેલાં પત્ર લખનારનું નામ કોઈની જાણમાં આવતું નથી. જે પાસ થયા હોય તેમનાં નામ બાહાર પાટીઆ પર મારે છે. જે ઉમેદવાર પેહેલે દર્જે પાસ થયો હોય તેને મોટું માન મળે છે. વીશ હજાર ઉમેદવારોમાંથી માત્ર બસો ઉમેદવારોને પાસ કરે છે.

પાસ થયલાઓ લીટરરી ચાનસીલરને મળવા તેને મકાને જાય છે. ત્યાં તેને નમી પગે લાગે છે. ચાનસીલર તેમને આસીર્વાદ દે છે. પછી બીજા મોટા માદરીને ત્યાં જઇ તેને નમે છે. છેલે પોતાના વડા શિક્ષક આગળ જઈ પગે પડે છે.

ત્યારપછી એ ફતેમંદ વિદ્યાર્થીઓ ગવરનરના મેહેલમાં ભોજન લેવા જાય છે. એ વિદ્યાર્થીઓને સરકાર તરફથી ડગલા, ટોપી, બુટ વગેરે ભેટ મળે છે. એવું કહે છે જે સરકારને દર ફતેમંદ વિદ્યાર્થી પાછળ પંદર સો ડાલરનો ખરચ થાય છે. પણ જે ખજાનચીને એ ખરચ કરવાનું કામ સોંપેલું હોય છે તે પોતાની મરજીમાં આવે

એવો હલકો પોશાક તથા હલકું ખાવાનું બનાવે છે, ને ઉપરથી અર્ધો ઉપર ભાગ નાણાં ચાંપી જાય છે. કપડાં ઘણાં હલકાં કરે છે તેથી ઘણા વિદ્યાર્થી સરકારથી મળેલાં કપડાં પેહેરતા નથી પણ પોતાના ખરચે કરાવેલાં સોજાં કપડાં પેહેરે છે. જે ગરીબ હોય તેજ સરકારી પોશાક પેહેરે છે.

પાસ થયલા વિદ્યાર્થી પરણેલા હોય તેમને માટે સાસરેથી ડગલો, ટોપી, બુટ વગેરે આવે છે. પદ્વી મળ્યા પછી સર્વે ફતેમંદ વિદ્યાર્થીઓ દેહેરાંમાં જઇ આકાશ તથા જમીન માતાની બંદગી કરે છે. માબાપને પગે લાગે છે. સાસુ પોતાના જમાઇને તેના ગળા તથા છાતીની આસપાસ લાલ રેશમી કપડાની લેસ વીંટાળે છે. એ નિશાણી પરીક્ષા પાસ કરી છે એવું દેખાડે છે. જો સાસુ ન હોય તો તે છોકરાની મા તે લેસ વીંટાળવાનું કામ કરે છે.

બીજી વધારે મોટી પરીક્ષા "એલ. એલ. ડી." ની દર ત્રણ વરસે થાય છે. એ પરીક્ષા આપવા આખા દેશમાંથી સર્વે જણ પીકીન શેહેરમાં જાય છે. લાંબેથી આવવા જવાનો ખરચ દરેક જણને સરકાર આપે છે. એ પરીક્ષામાં ઘણા થોડા જણ પાસ થાય છે. પાસ થયલાને મોટામાં મોટું માન મળે છે. એ ચઢતી પદ્વી મેળવેલો માણસ સાઠ વરસ પર્યંત એ પદ્વી ભોગવવાને નસીબવાન થાય છે તો બાદશાહ તેને પોતાના મેહેલમાં બોલાવી મોટું ખાનું આપે છે. એવા ભાગ્યશાળી પોતાના ઘરની બાહાર લખેલું પાટીઉં મારે છે જે આ ધણીને બાદશાહ તરફથી મોટું માન મળેલું છે.

સરકારી પરીક્ષા માટે ઉમરનો કશો બાધ નથી. કેટલાક ઉમેદવારો વીશ વરસની ઉમરના તો કેટલાક પચાસ વરસની ઉમરના હોય છે. કેટલાક તો એંસી વરસની ઉમરના હોય છે. કેટલીક વખતે કોઇ ઉમેદવાર દર વરસે

પરીક્ષા આપવા આવે પણ પાસ ન થાય ને પછી તેની ઉમર એંસી વરસ સુધીની થઈ જાય તો તે પ્રાંતનો સૂબો બાદશાહ કનેથી પરવાનગી મંગાવી તેવા ઉમેદવારને મોટી પરીક્ષાની ડિગ્રી આપે છે.

વિદ્યાર્થીઓ પોતપોતામાં અકેકી કલબ બનાવે છે. દરેક કલબના મેમબરો સરખું શીખેલા હોય છે. જેઓએ પેહેલી પરીક્ષા પાસ કીધી હોય તેઓથી બીજી પરીક્ષા પાસ કરેલાઓની કલબમાં દાખલ થઈ શકાતું નથી. દરેક કલબમાં બાર મેમબરો હોય છે. કલબની મીટીંગ એક માસમાં ચાર વખત વારા ફરતી દર મેમબરના ઘરમાં મળે છે. એ મીટીંગમાં પરીક્ષા લેવાનું કામ થાય છે. જેના ઘરમાં મીટીંગ મળે તે બાકીના મેમબરોની પરીક્ષા લે છે, થોડા દિવસની વાત પર જે અભ્યાસ કર્યો હોય તે બાબ-તની પરીક્ષા લેવામાં આવે છે. જેના ઘરમાં મીટીંગ મળે તે કાગળ, સહી, કલમ, બતી વગેરેનો ખરચ કરે છે. પરીક્ષા રાતની વેળા લેવામાં આવે છે. દરેક મેમબર આગળ દોઢ કલાક ચાલે એટલી મીનબતી બળતી મૂકે છે. મીનબતી બળી પૂરી થઈ એટલે તે મેમબરના લ-ખેલા પત્રક લઈ લેવામાં આવે છે. જે વિદ્યાર્થીઓના એટલા વખતમાં આપેલા સવાલના જવાબ લખવાને રહી ગયા હોય તેમને દંડ થાય છે. દંડ એકઠો કરી તેની સર્વે જણ ઉજાણી કરે છે. લખેલા જવાબો કોઈ શીખેલા ગૃહસ્થને તપાસવા આપે છે. તેનું જે પરીણામ આવે તે સર્વેને જાહેર કરે છે. એમ પરીક્ષા લેવાથી સરકારી મોટી પરી-ક્ષામાં ઉમેદવારો ગભરાઈ ન જાય તથા મુકરર કરેલા વખતમાં પોતાના પત્રકો લખવાને શકતીવાન થાય.

ગામમાં મેહેતાજીની નિશાળોમાં વરસમાં એક વ-ખત છોકરાંઓને મેહેતાજી ઉજાણી કરાવે છે. છોકરાંઓ

પાસેથી પૈસા ઉઘરાવે છે. એ પૈસાની મીઠાઈ વગેરે વસ્તુ લાવે છે. સર્વે છોકરાંઓને દેહેરામાં લઈ જઈ ભક્તિ કરાવે છે. પછી નિરાળે આવી સર્વે છોકરાં ભોજન જમે છે. છોકરાંઓને ઘર વિદાય કરતી વખતે રમકડાં તથા પંખા આપી મોકલે છે.

ચીન દેશમાં માબાપો છોકરીઓને કેળવણી આપવા મેહેનત લેતાં નથી. તેઓ એમ સમજે છે જે છોકરીઓ પરણી એટલે વરના તાબામાં રહે છે ને માબાપનો તેમના ઉપરથી હક ઉઠી જાય છે, ત્યારે તેમની કેળવણી પાછળ પૈસા ખરચેલા મીથ્યા છે. તે છતાં શ્રીમંતો પોતાને ઘેર શિક્ષક રાખી છોકરીઓને ભણાવે છે.

ચીના લોકોને ન્યુસપેપર વાંચવા બહુ ગમે છે. દરેક શેહેરમાં ઘણાં ન્યુસપેપર નિકળે છે. તેમાં કેટલાંક વરાળયંત્રથી છપાઈ બાહાર પડે છે. સર્વે સરકારી જાહેર ખબર તથા દુકાનદાર, વેપારી વગેરેની જાહેર ખબર મોટા કાગળ પર છાપી મોહોલે મોહોલે દીવાલ પર લોકોને વાંચવા માટે ચોંટાડે છે.

પીકીન શેહેરમાં સરકારી મોટી કૉલેજ છે તેમાં ઘણા શિક્ષકો યુરોપીઅનો છે.

ચીનના લોકો અસલ આર્ય વંશના હોય એવું માલમ પડે છે; કારણકે ચીનાઈ ભાષામાં ઘણા એવા શબ્દો છે જે સંસ્કૃત ભાષાના શબ્દોના ધાતુને મળતા આવે છે. તેમજ કેટલાક શબ્દો ગ્રીક ભાષાના શબ્દોના ધાતુને મળતા આવે છે. આપણા મુલકના સંસ્કૃત જાણનારા પંડિતો ચીનાઈ ભાષાનો અભ્યાસ કરે તો એ ભાષા બોલનાર લોકો વીશે ઘણુંજ અજવાળું પાડી શકે.

---

## વિવાહ.

ચીના લોકોમાં વર તથા કન્યાની અટક જુદી જુદી હોય તોજ પરણે છે. એકજ અટકવાળાં હોય તો પરણતાં નથી. શરીર સંબંધી ખામીને લીધે લગ્ન કરવામાં કાંઈ અડચણ નથી; પણ રક્તપિત્યાથી લગ્ન થઇ શકતાં નથી. પરણ્યા પછી રક્તપિત્ત થાય તો છૂટા છેડા કરી શકે છે.

છોકરા અથવા છોકરીને તેની મરજી વિરૂદ્ધ પરણાવતાં નથી. જો છોકરો પરણવાને ખુશી ન હોય તો તે છોકરો જોગી થઇ જાય છે. છોકરીનેબી પરણેલી જીંદગી પસંદ ન હોય તો જોગણ બની જાય છે. કદાચ લાંબે વખતે એમનું પરણવાનું મન થાય તો પરણવાને કશી હરકત નથી.

ચીનાઓમાં એકથી વધુ બાયડીઓ કરવાનો રીવાજ છે. દરેક જણની પેહેલી બાયડી નાના પગવાળી હોય છે. પેહેલી વખતના લગ્ન જેવી ધામધુમથી તથા ક્રિયા કરી કરવામાં આવે છે તેમ બીજી બાયડીઓ કરતી વખતે થતું નથી. પેહેલી બાયડી બીજી બાયડીઓ ઉપર ઉપરીપણું ચલાવે છે. બીજી બાયડીઓને પેહેલી બાયડીના હુકમમાં રહી ચાલવું પડે છે. વરને મરજીમાં આવે તો બીજી બાયડીઓને છોડી દે છે અથવા વેચી નાંખે છે. બાયડીથી છૂટા છેડા થઇ શકતા નથી. વર જ્યારે બાયડીને સખત મારે તથા જખમ કરે તો માદરી પાસે ફરીયાદ કરે છે; જેથી વરને થોડી ઘણી સજા થાય છે. જો બાયડી જાર કર્મ કરતાં પકડાય તો તેણાનો વર તેને મારી નાંખે છે અથવા કાઢી મૂકે છે.

વર નિચલાં કારણોને લીધે પોતાની બાયડીને તલાક આપી શકે છેઃ—સાસુ સસરા સાથે બાયડીને અણ બ-

નાવ, નિર્લજ્જપણું, અદેખાઇ, ઘરમાં વધારે બકબકારો, ચોરી, રક્તપિત્ત થયો હોય અને વાંઝિયાપણું. પણ બાયડીથી વરને છોડાતો નથી. વર ગમે તેવી ચાલનો હોય તોપણ બાયડીને છૂટા છેડા મેળવવાનો હક નથી. તેણીને પોતાના વર તથા સાસુ સસરાના ફાંટાને આધિન થઈ રહેવું પડે છે. તેણીનો છૂટકારો વર છોડી દે અથવા વેચી નાંખે તોજ થાય છે.

ચીનાઓમાં પુનર્વિવાહ કરવાનો રીવાજ છે.

ચીનાઓમાં મોટી ઉમરે પરણવાનો રીવાજ છે. જેમ આપણા મુલકમાં કેટલીક જાતમાં નાની ઉમરે છોકરાંઓને પરણાવવાનો રીવાજ છે તેમ એ લોકોમાં નથી; તે છતાં જ્યારે બે કુટુંબ વચ્ચે ઘણી મિત્રાઈ હોય છે ત્યારે બન્ને કુટુંબો છોકરા છોકરીનો બચપણમાં વેસવાળ કરી નાંખે છે. કેટલીક વખતે બે સહીઓ બચ્ચાં પેટમાં હોય ત્યારથીજ એવી બોલી કરે છે જે એકને ત્યાં છોકરો ને બીજીને ત્યાં છોકરી આવે તો તે બચ્ચાંના સાથે લગ્ન કરવાં. જ્યારે ધારેલાં બચ્ચાંનો જન્મ થાય છે ત્યારે આપેલું વચન બરાબર પાળવા માટે એક બીજાંને ભેટ સોગાત મોકલે છે. જ્યારે બન્ને ઓરતો છોકરાનો કે છોકરીનો જન્મ આપે છે ત્યારે આગળ થયલું સાટું રદ થાય છે.

વેસવાળ થયા પછી લાંબે વખતે લગ્ન કરે છે. કેટલીક વખતે ઘણા વરસ સુધી લગ્ન અટકાવી રાખે છે. જો છોકરાવાળા શ્રીમંત હોય તો છોકરીવાળા તેમની પાસે વધારે પૈસા ઓકાવવા માટે કાંઇને કાંઈ બાહાણા કાઢી લાંબો વખત સુધી લગ્ન કરવાનું મુલતવી રાખે છે. જ્યારે છોકરીવાળા કાંઈ પણ સમજુતી પર આવતા નથી ત્યારે છોકરાવાળા સખત ઉપાય લે છે. છોકરીનો વર પોતાના ભાઇને તથા સગા વાહાલાઓને સાથે લઇ છોકરીના ઘર

આગળ જાય છે. ત્યાં કોઇ ન જાણે તેમ ફર્યા કરે છે. જ્યારે છોકરી ઘરમાં કે બારણા આગળ ફરતી માલમ પડે કે તરત તેણીનો વર તેણીના મોં ઉપર ધાબલી નાંખી પોતાને ઘર ઊંચકી લઈ જાય છે. એ વખતે આસપાસના લોકો કશી અડચણ કરતા નથી. કન્યાના ભાઇ તથા માબાપ સામે થાય છે. જ્યારે છોકરીવાળાઓનું કાંઇજ વળે નહીં ત્યારે છોકરીને તરત પરણાવી આપવાની કબુલાત આપે છે. છોકરીને પરણાવી ધામ ધુમથી સાસરે વળાવે છે. જો છોકરી ઘટતી લગ્નની ક્રિયા તથા ધામધુમથી નહીં પરણે તો તેણીનાં માબાપને લોકોમાં બહું હલકું લાગે છે. જો વર ભૂલથી પોતાની બાયડીને બદલે બીજીજ છોકરીને ઉંચકી લઇ જાય તો તેને માદરી પાસે ઘસડી લઈ જવામાં આવે છે ને તેને મોટી સજા કરવામાં આવે છે. એવી ઘાલમેલ વારેઘડીએ થાય છે કારણ કે વરને પોતાની બાયડીને પરણ્યા અગાઉ જોવાની તક મળતી નથી.

એક વખત વેસવાળ થયો હોય તોપણ બન્ને જણની રાજી ખુશીથી તે સાટું રદ કરાય છે. સાટું રદ કરી બન્ને જણ એક બીજાને રાજી ખુશીથી છૂટાં પડયાની ફારગતી લખી આપે છે તથા જે ભેટ આપ લે થઈ હોય તે પાછી મોકલી દે છે. લગ્ન થયા પછી એમ છૂટાં પડી શકતાં નથી. ગરીબાઈ, ચાલુ મંદવાડ, કે કદરૂપને લીધે છૂટા છેડા કરી શકાતાં નથી. જો છોકરીની વર્તણુક શક ભરેલી માલમ પડે તો વર તેણીને છોડી દે છે; પણ છોકરો ગમે તેવી રીતે આડે માર્ગે ચાલતો હોય તે છતા છોકરીથી છૂટા છેડા થઈ શકતા નથી. લગ્ન થયા પછી બેમાંથી એકને રકતપિત્તનો રોગ લાગુ પડે અથવા ચોરી માટે સરકાર તરફથી સજા થાય તો બન્ને જણ છૂટા છેડા કરી શકે છે.

કેટલીક વેળા ગરીબ પણ આનદાની કુટુંબના છો- કરાને તેને લાયકની છોકરી પરણવાને મળતી નથી ત્યારે કોઈ પરણેલા માણસની બાયડી વેચાતી લેવાને સારૂં કરે છે. તેણીનો ધણી રાજી હોય અને તેને પૈસાની ગરજ હોય તો તેને પોતાની બાયડી વેચી નાંખે છે. એ સારૂં બાયડી ખુશી હોય તોજ થાય છે. બાયડી વેચાતી લેનાર ધણી વે- ચનાર પાસેથી ચીઠી લખાવી લે છે જે બાયડીને રાજી ખુશીથી વેચી છે. ખરીદકરનાર ધણી તે બાયડીને ઘરે લઈ જઈ લગ્નની ક્રિયા કરી પરણે છે.

લગ્નનાં સારાં કાજ કરનારી ઓરતો કરી આપે છે. ઘણું કરીને છોકરા તરફથી પેહેલાં છોકરીનું માગું થાય છે. છોકરાવાળા કાજકરનારીને બોલાવી કાગળના કટકા ઉ- પર છોકરાનું, તેના બાપનું, બપાવાનું તથા બીજા વડવા- ઓનાં નામ લખી આપે છે. તે કાગળ ઉપર છોકરાની ઉમર, જન્મ દિવસ, મહિનો, કલાક, ઘડી વગેરે લખે છે. એ કાગળ લઇ કાજકરનારી છોકરીને ત્યાં જાય છે. છો- કરીવાળાને છોકરો પસંદ પડે છે તો જોશીને ઘરમાં બોલાવી બન્નેની રાશિ જોવડાવે છે. જોશી રાશ બરાબર કહે છે તો છોકરીવાળા કાગળ ઉપર છોકરીનો જન્મ દિવસ વગેરે લખી છોકરાવાળાને ત્યાં મોકલે છે. છોકરાવાળા પણ રાશ દેખાડે છે. છોકરા તથા છોકરીની રાશ મળતી આવે એટલે લગ્નનું સારૂં નક્કી કરે છે. લગ્નના સારાનું કામ ચાલતું હોય તે વખતમાં છોકરા કે છોકરીના ઘરમાં કાંઇ અપ- સુકન બનાવ બને જેવો કે ઘરમાં કાચનાં વાસણ પડી ભાગે અથવા ઘરમાંથી કાંઈ ચીજ ચોરાઈ જાય ત્યારે પરણતું જોડું સુખી નહીં નિવડશે સમજી તે સારૂં રદ કરે છે.

લગ્નનું સારૂં નક્કી થયા પછી છોકરાને ત્યાંથી છો- કરી માટે પેહેરામણી મોકલે છે. એ પેહેરામણીમાં સોના-

ની કે રૂપાની બાંગરી, ડુકરની લટાંગરી, એક જોડ બતકાં ને એક જોડ માછલી મોકલે છે. એ ચીજો સાથે છોકરાનું તથા તેના બાપ બપાવાનું નામ લખેલો એક કાડ મોકલે છે. ત્યાર પછી છોકરીવાળા છોકરાને ઘર ભેટ મોકલે છે; તે સાથે પણ છોકરીનું તથા તેના બાપ બપાવાનું નામ લખી મોકલે છે. વેસવાળ થયા પછી ગમે ત્યારે લગ્ન કરે છે.

લગ્નને ત્રણ દિવસ બાકી હોય તેમ છોકરાવાળા એક જોશીને ઘરમાં બોલાવે છે. લગ્નના દિવસ અગાઉ કયા કયા સુભ દિવસ છે તે તેને પૂછી લે છે. એ સુભ દિવસો ઉપર લગ્નના કપડાં ખરીદ કરી સીવવા આપે છે. વરરાજા માટે પલંગ, ગોદડું વગેરે વેચાતું ઘરમાં આણી મૂકે છે. લગ્નને દિવસે છોકરીને બેસવાની પાલખી પણ એજ દિવસે બનાવવા આપે છે.

લગ્નને એક માસ બાકી રહે એટલે અરસ પરસ ભેટ સોગાત આપ લે થાય છે. છોકરાવાળા બસોથી પાનસો કેક મોકલે છે તેની સાથે છોકરી માટે નાણાં, પાંચ જાતનું લાલ કપડું, પાંચ જાતનો સૂકો મેવો, એક મરઘો, એક મરઘી, એક બકરો, એક બકરી, એક બતક, તથા એક હાંસ મોકલે છે. છોકરીવાળા કેક પોતાના સગાંવાહાલાં તથા મિત્રને ત્યાં વેહેંચી નાંખે છે. નાણાં આવેલાં હોય તેમાંથી છોકરીના લગ્ન માટે જોઇતો સર સામન ખરીદે છે. શ્રીમંતો ઘણી કીંમતી પેહેરામણી કરે છે. જ્યારે ભેટો છોકરીવાળાને ઘર લઈ જાય છે ત્યારે તેની સાથે ઢોળ વાજાં વગેરે વગાડતા મોહોલામાંથી જાય છે. છોકરીવાળા છોકરાને ત્યાંથી આવેલી સર્વે ચીજોમાંથી મરઘો, બતકો વગેરે નર જાતિવાળી ચીજો રાખે છે ને નારી જાતિવાળી ચીજો છોકરાને ત્યાં પાછી મોકલે છે. એ ચીજો સાથે છો-

કરીવાળા થોડાં કેક, અગરબતી, રેશમી બૂટ, માદરી પેહે-
રે છે તેવી ટોપી, તથા ડગલાનું કપડું છોકરાવાળાને ત્યાં
મોકલે છે.

લગનને માત્ર થોડા દિવસ બાકી રહે ત્યારે છોકરા-
વાળા છોકરીને ત્યાં મરઘાં, બતકાં, ડુકરની લટાંગરી, આઠ
નાના કેક, આઠ મશાલ, ત્રણ જોડ મીનબતી, સેવ, ફ-
ટાકડા, છોકરીને માથા ઉપર નાંખવાનું રેશમી લુગડું તથા
સીવેલાં કપડાં મોકલે છે. એ કપડાં લગનને દિવસે પેહેરી
છોકરી વરને ત્યાં જાય છે. ગરીબ માણસો લગનની વ-
ખતે પેહેરવાનાં કપડાં તથા બેસવાની પાલખી ભાડે લાવે
છે. છોકરાને ત્યાંથી જે ખાવાની વસ્તુ આવી હોય તે લ-
ગનને દિવસે છોકરીને ખાવા આપે છે. મશાલ વરને ઘર
જતી વેળા રસ્તો દેખાડવા કામે લાગે છે. ફટાકડા પણ
તેજ દિવસે રસ્તે જતાં ફોડે છે. સેવના સુકન ઘણા સારા
માને છે. ચીનાઈ સેવના તાર લાંબા હોય છે તેથી પર-
ણતું જોડું લાંબી હયાતી ભોગવે એવું માની લગનને દિ-
વસે સેવનો ઘણો ઉપયોગ કરે છે.

લગનને બે દિવસ અગાઉ છોકરીવાળા એક માણ-
સને છોકરાવાળાને ઘર ચીઠી આપી મોકલે છે. ચીઠીમાં
એવું લખેલું હોય છે જે છોકરાને વાપરવા માટે આટલાં
માણસ આટલો સામન ઊંચકી લાવશે; તથા સામન કઈ
વેળાએ મોકલવો તે પણ લખી પૂછાવે છે. ઉપર પ્રમાણે
પૂછાવવાનું કારણ આટલુંજ કે જે વખતે માણસો સામન
છોકરાને ત્યાં લાવે તેજ વખતે માણસોને પૈસા આપવા
જોઇએ. જો તરત પૈસા આપવાને નહીં બને તો ઘણુંજ
અપમાન થયલું છોકરાવાળા સમજે છે. એ કારણથી જો-
ઇતા પૈસા કોથળીમાં રાતા દોરાથી બાંધી તૈયાર રાખે છે.

છોકરીને ત્યાંથી સામન છોકરાને ત્યાં મોકલે તેની

અગાઉ છોકરીના ઘરમાં એક વેહેમી ક્રિયા કરવામાં આવે છે. તાંબાના એક પેહોળા વાસણમાં અંગારા મૂકી ઉપર મોટી ચારણી મૂકે છે. એ ચારણીમાં લગ્નને દિવસે છોકરીને જે કપડાં પેહેરાવાનાં હોય તે મૂકે છે ને તેને લુબાન તથા ખુસબોઈની ધુંઇ આપે છે. એજ પ્રમાણે જે નાનો સામન વરને ત્યાં મોકલવાનો હોય તેને પણ ધુંઈ આપે છે. ધુંઇ આપ્યાથી દેવ, ડાકણ તથા ખરાબ હવા તે વસ્તુઓમાંથી નીકળી જાય છે. એ ધુંઇ દીધેલાં કપડાંને બાંધી એક ઠેકાણે મૂકે છે. તેને ઘરમાંની કોઇ પણ ઓરત હાથ લગાડતી નથી. એવું કહે છે કે કોઈ ગર્ભવતી સ્ત્રી અથવા શોક પાળનાર માણસ તે કપડાંને હાથ લગાડે તો વરના ઘરમાં કોઈનું મરણ નીપજે, છોકરીને ગર્ભપાત થાય અથવા છોકરીને પોતાના સ્વામી ને સાસુ સાથે કજીયો કંકાસ થાય. કપડાંને ધુંઈ દેવાનું કામ ઘરમાની કોઈ ઓરત કરતી નથી પણ બાહારની ભાડે રાખેલી ઓરત પાસે એ કામ કરાવે છે.

છોકરી વરને ત્યાં જે પેહેરામણી લઈ જાય છે તે છોકરાને ત્યાંથી નાણાં આવેલાં હોય છે તેમાંથી ખરીદ કરે છે. છોકરીને લગ્નને દિવસે સગાં વાહલાં તથા મિત્રો તરફથી ઘણી પેહેરામણી મળે છે.

લગ્નની એક દિવસ અગાઉથી છોકરીના વાળ જેવી રીતે પરણેલી ઓરતો પોતાના વાળ રાખે છે તેવી રીતે ગુંથવામાં આવે છે. પરણ્યા વગરની છોકરીઓ અંબોડા રાખતી નથી પણ બાળ ગુંથી લટકતા રાખે છે. લગ્નને દિવસે પેહેરવાનાં કપડાં પણ એજ વખતે પેહેરી જોય છે, એથી માલમ પડે છે જે સર્વે કપડાં તૈયાર છે કે નહીં તથા શરીરને બંધ બેસતાં બનાવેલાં છે કે નહીં. છોકરીનાં સગાં વાહલાંને તથા ઓળખીતાંને ખાવા બોલાવે છે. પિતૃઓની

"ટેબલેટ" જે ઘરમાં મૂકેલી હોય છે તે આગળ નમી છોકરી પૂજા કરે છે. માબાપ તથા કાકા કાકીને પગે લાગે છે. એ ક્રિયા થતી હોય તે વેળા જે માણસ શોક પાળતું હોય તેને હાજર રહેવા દેતા નથી.

લગનને દિવસે છોકરી પરોઢીયાંમાં ઉઠી અંઘોળ કરે છે. એ વખતે વાજાં ઢોલ બારણા આગળ વાગે છે. સ્નાન કરી રહી લગનનાં કપડાં પેહેરે છે. પછી શિરામણી કરવા બેસે છે. શિરામણીપર છોકરાને ત્યાંથી આવેલી સેવ, મરઘો વગેરે રાંધી મૂકવામાં આવે છે. પછી સારો પ્રસંગ જોઇ પાલખી ઘર આગળ મંગાવે છે. છોકરીના માથા ઉપર એક રેશમી લૂગડાનો કટકો નાંખે છે. એ લૂગડાથી તેણીનો ચેહેરો પણ ઢંકાઈ જાય છે. એ વખતે છોકરીનો ચેહેરો કોઈની દૃષ્ટીએ પડવા દેતા નથી. છોકરીને હાથ પકડી પાલખી આગળ લઈ જઈ અંદર બેસાડે છે. એ વખતે ફટાકડા ફોડવામાં આવે છે તથા વાજાં ઢોળ વાગે છે. છોકરી પાલખીમાં બેઠી એટલે તેની મા તથા સગાં જાણે કોઇના સનાનના સમાચાર સાંભળ્યા હોય તેમ પોકે પોકે રડવા માંડે છે.

ઘરમાંથી પાલખી નીકળે છે ત્યારે જેમ હિંદુ તથા પારસીનાં બૈરામાં લગ્નને વખતે છોકરા તથા છોકરી ઉપરથી બતાસા, નાળીએર વગેરે ઓવાળી ફેંકી દેવાની રીત છે તેમ ચીનાઈ ઓરતો થોડાં કેક લઈ પાલખી ઉપરથી ઓવાળી પછવાડે નાંખે છે. એ કેક પાલખીની પછવાડે બે માણસ ચાદર પકડી ઉભા રહેલા હોય છે તેમાં તેઓ ઝીલી લે છે. કેક ઓવાળતી વખતે સારા સુકન ઓચરી આશીર્વાદ દે છે. પછી પાલખી વરના ઘર તરફ ચાલવા માંડે છે. પાલખી સાથે વાજાં, ઢોળ વગેરે વાજંત્રો વાગે છે. પાલખીની જોડે છોકરીના ભાઇઓ તથા સગાં ચાલે છે. આગે

રસ્તે ફટાકડા ફોડતા ચાલે છે. રસ્તામાં છોકરાનાં સગાં-વાહલાં છોકરી તરફના સરઘસને આવી મળે છે. પછી છોકરીનાં સગાં છોકરાનાં સગાંને નમી પાછાં પોતાને ઘરે જાય છે. છોકરીની પાલખી હવે છોકરાનાં સગાંઓ સાથે ચાલે છે. છોકરી ઘરથી પોતાની નોકરીમાં બે દાસી લાવેલી હોય તે સાથેજ રહે છે.

છોકરીની પાલખી વરના ઘરનાં બારણા આગળ આવી પોહોંચતાં પુષ્કળ ફટાકડા ફોડે છે તથા વાજીંત્રો વગાડી તેણીને આવકાર દે છે. ત્યાર પછી પાલખીને ઘરમાં લઈ જવામાં આવે છે, ત્યાં એક ઓરત આવી ગીતના મધુર સરોદ કાઢે છે. જે ઓરત સોવાસેણ હોય, પુત્રની મા હોય તથા પોતાના પતિ સાથે હળી મળીને ચાલતી હોય તે પાલખી આગળ આવી ગીત ગાય છે. પછી છોકરીને પાલખીમાંથી બાહાર કાઢે છે; એ વખતે પણ તેણીના મોઢા ઉપર રેશમી કપડું નાંખેલું હોવાથી કોઈ તેણીનો ચેહેરો જોઈ શકતું નથી.

જેવી છોકરી ઘરમાં આવે છે એટલે વરરાજા ત્યાંથી જતો રહે છે, ને છોકરીને ત્યાંથી આવેલો પલંગ જે ઓરડામાં મૂકેલો હોય તે ઓરડામાં પલંગને પીઠ કરી ઉભો રહે છે. એ ઓરડામાં છોકરીને લઈ જવામાં આવે છે. વર તથા કન્યા સાથે પલંગની કીનારી ઉપર બેસે છે. વર બેસતી વખતે કન્યા ન જાણે તેમ તેણીના પોશાકનો છેડો પોતાની નીચે ડાબી બેસવાની કોશેશ કરે છે. એમ કર્યાથી બાયડી હમેશાં વરને તાબે રહે એવું માને છે. પરંતુ છોકરી ચતુર હોય છે તો પોતાનો પતિ ન જાણે તેમ તેના પોશાકનો છેડો ડાબી બેશી જાય છે. છોકરી એ પ્રમાણે કરે તો વરથી સ્વતંત્ર રહે તથા તેની છેક ગુલામગીરી નહી કરવી પડે. એ પછી છોકરીની દાસી છોકરીના

પગની પાટલી મસલવા છોકરાને કહેછે. એમ કરવાનું કારણ એ જે છોકરીને ભવિષ્યમાં કશુ દુઃખ ન થાય. એ ક્રિયા પછી બન્ને જણ મોટા દીવાનખાનામાં જાય છે. ત્યાં સાથે ઉભાં રહી ધરતી તથા આકાશ માતાની પુજા કરે છે. એ વખતે અગરબતી તથા મીનબતી સળગાવી રાખે છે. ત્યાર પછી પિતૃઓની "ટેબલેટ" આગળ જઇ તેને આઠ વખત નમી પૂજા કરે છે.

ઉપલી ક્રિયા પછી પેલી દાસી વાઇન તથા મધની બાટલીઓ તૈયાર હોય છે તેમાંથી એક ગ્લાસમાં વાઇન તથા બીજામાં મધ નાખે છે. પછી બન્ને વાનાને એક રસ કરીનાંખી એક ગ્લાસ એક હાથે છોકરીના મોં આગળ ધરે છે ને બીજું ગ્લાસ બીજા હાથે છોકરાના મોં આગળ ધરે છે. બન્ને જણ તેમાંથી જરા જરા પીએ છે. ત્યાર પછી છોકરાએ પીધેલું ગ્લાસ છોકરી આગળ પકડે છે ને છોકરીએ પીધેલું ગ્લાસ છોકરા આગળ પકડે છે.

પછી છોકરીને બીજા ઓરડામાં લઇ જઇ કપડાં બદલાવે છે. છોકરો ને છોકરી સાથે જમવા બેસે છે. એ વખતે છોકરીના માથા ઉપરનું લુગડું કાઢી નાંખવામાં આવે છે. વર પેહેલીજવાર પોતાની બાયડીનો ચેહેરો જોય છે. ટેબલપર ભાત ભાતની વાની પીરસવામાં આવે છે. છોકરો સર્વે જણસ પેટ ભરી ખાય છે પણ છોકરી ગંભીર બેશી રહી કશું ખાતી નથી. એ પ્રમાણે કરવાનો ચીનાનો રીવાજ છે. ભોજન ખાવા બેસે છે ત્યારે સગાં તથા બાહારના લોકો છોકરીનો ચેહેરો જોવા આવે છે. એ લોકો છોકરીને નિહાળી નિહાળીને જોતા જાય છે તથા તેણીને માટે ટીકા કરતાં જાય છે. કેટલાક તો હદ બાહાર છુટ લઇ મનમાં જે ભાસે તે બોલે છે તથા હસે છે. એવા ટીકા તથા મશ્કરી બીજી વેળા થાય તો છોકરી પોતાને

મોટું અપમાન થયલું સમજે પણ આ વખતે તો બાપડી મુગે મોઢે સાંભળ્યા કરે છે. તેનાથી નથી ગુસ્સે થવાતું કે નથી હસાતું. જો તેમ કરે છે તો તેણીને અસભ્ય તથા ઉદ્ધત ગણે છે.

છોકરો તથા છોકરી જમવાની ટેબલપરથી ઉઠે છે કે બાહારના પરોણાને જમવા બેસાડે છે. એ લોકો પોતાની શક્તિ પ્રમાણે છોકરાનાં મા બાપને પેહેરામણી કરે છે.

ઘરમાં પૂજા કરતી વખતે જે બે મીનબતી બળતી રાખેલી હોય છે તે છોકરીના સુવાના ઓરડામાં લઈ જઈ મૂકે છે. એ મીનબતીઓ બે ફુટ જેટલી લાંબી હોય છે. એ એક રાત ને એક દિવસ એટલે ચોવીશ કલાક ચાલે એટલી મોટી બનાવેલી હોય છે. એ મીનબતી અકસ્માત-થી બુઝાઈ જાય તો મોટા અપસુકન સમજે છે. બેમાંથી એક બુઝાઈ જાય તો છોકરો કે છોકરીનું મરણ જલદી નીપજશે એવું સમજે છે બન્ને સાથે ઓળવાઈ જાય તો વર તથા કન્યા બન્નેનાં મોત જલદી થશે એમ માને છે. મીનબતી બળે તે વખતે મીનના રેલા નીચે ઉતરે તો અ-પસુકન સમજે છે. એ રેલાને આંખનાં આંસુ સાથે સ-રખાવે છે. એ ઉપરથી પરણેલાં જોડાને સુખ નથી મળ-વાનું તથા કુટંબમાં કજીઓ કંકાશ થવાનો સંભવ માને છે. જો મીનબતી બળી રહ્યા પછી બન્ને સાથે બુઝાઇ જાય તો માટી બૈયર મોટી ઉમર ગુજારી સાથે મરશે એવું માને છે.

લગ્નને બીજે દિવસે માટી બૈયર પિતૃઓની, "ટેબ-લેટ" આગળ ઉભાં રહી પૂજા કરે છે. પછી બન્ને જણ છોકરાના દાદા, દાદી, બાપ, મા, કાકા તથા કાકીને નમી પગે પડે છે. જો એ ઉપલાં સગાં માંહેલું કોઈ મરણ પામેલું હોય તો તેની "ટેબલેટ" ખુરશી ઉપર મૂકી તેની ભક્તિ કરી પગે લાગે છે. ત્યાર પછી બન્ને જણ રસોડામાં જઈ

ત્યાં રસોડાની દેવીની મૂર્ત્તિ બેસાડેલી હોય છે તેની પૂજા કરે છે. એ ભક્તિ છોકરી માટે ઘણી અગત્યની હોય છે, કારણ કે છોકરીને હમેશાં રાધણીમાં રસોઈ કરવી પડે તે વખતે લેહેજતદાર ભોજન બનાવવા માટે તે દેવી મદદ કરે. જો એ દેવીને પ્રસન્ન ન કરે તો સર્વે પકવાનો લેહજત વગરનાં તથા ખારાં મોળાં બને જેથી સાસુજીના ચમટા તથા ટાણાં મેહણાં ખાવાં પડે.

લગ્નને ત્રીજે દિવસે છોકરીનો ભાઇ પોતાની બેનને તથા બનેવીને બોલાવવા આવે છે. તેડાને માન આપી વર બૈયર પાલખીમાં બેશી જાય છે. છોકરી પેહેલી પોતાને મહીરે જઇ પુગે છે. જમાઈ પછવાડેથી આવે છે. જમાઇને આવકાર દેવા સાસુ સસરો, સાળા, તથા બીજાં સગાં એકઠાં થાય છે. જેવો છોકરો ઘરમાં દાખલ થયો કે પુષ્કલ ફટાકડા ફોડે છે. ઘરમાં છોકરીના પિતૃઓની "ટેબલેટ" હોય છે તેની પૂજા કરવા બન્ને જણ નમે છે. પછી છોકરીના દાદા, દાદી, મા, બાપ, કાકા, કાકીને નમી પગે લાગે છે. ઉપલી ક્રિયા કર્યા પછી બન્ને જણ ભોજન જમવા બેસે છે. છોકરી પેટ ભરી ખાય છે પણ છોકરો કશી ચીજને હાથ લગાડતો નથી. જમી રહ્યા પછી છોકરો પેહેલાં પોતાને ઘરે જાય છે અને છોકરી પાછળથી સાસરે જાય છે. ચીનાઓમાં એવો રીવાજ છે જે માટી બૈયરે સાથે રસ્તેથી જવું નહીં.

લગ્ન થયા પછી દશમે દિવસે છોકરીને થોડા દિવસ પિહેરે રહેવા માટે તેડું આવે છે. વહુ વર તથા સાસુની રજા લઈ પોતાને પિહેરે રહેવા જાય છે. વર થોડે થોડે દિવસે પોતાની બાયડીને મળવા સાસરે જાય છે. વર પોતાની બાયડીને બાહાર સાથે ફરવા લઈ જતો નથી તથા પોતાને ઘરે પણ સાથે તેડી જતો નથી. ગૃહસ્થ માણસો-

માં પોતાની બાયડી સાથે બાહાર ફરવા જવાનો રીવાજ નથી.

લગ્ન થયા પછી આખા વરસમાં ચાર પાંચ વખત રૂડે પ્રસંગે વેહેવાઇઓ એક બીજાને ત્યાં ભેટ મોકલે છે તથા તેવા પ્રસંગે વહુ તથા જમાઈને નવાં કપડાં પેહેરાવે છે.

પેહેલી બાયડી કર્યા પછી બીજી ગમે એટલી બાયડીઓ પરણવાનો રીવાજ છે. જેમ પેહેલી બાયડી નાના પગવાળી હોય છે તેમ બીજી બાયડી નાના પગવાળી નહીં પણ મોટા પગવાળી હોય છે. બીજી બાયડીઓ પરણતી વખતે ઘણી ક્રિયા કરવામાં આવતી નથી. એ બીજી બાયડી સાથના લગ્ન નીકા અથવા ગન્ધર્વ વિવાહને મળતાં આવે છે. જ્યારે એક જણ ઘણી બાયડી પરણે છે ત્યારે દરેકને જુદા જુદા મકાનમાં રાખે છે જેથી તેઓમાં અદેખાઈ તથા કંકાશ થતો અટકે છે પરંતુ ઘણા ચીનાઓ સઘળી બાયડીઓને એકજ ઘરમાં રાખે છે. સર્વે બીજી બાયડીઓ પેહેલી નાના પગવાળી સોકને તાબે રહે છે. કેટલાક ચીના પેહેલી બાયડીને પેટે છોકરાં નથી જન્મતાં ત્યારે બીજી બાયડી કરે છે. કેટલાક શ્રીમંતો મોટાઈ દેખાડવા બીજી બાયડીઓ કરે છે. એક ધણીને ચાર પાંચ બાયડીઓ હોય તે થોડા વખતમાં ઘણા છોકરાંનો પિતા થાય છે. પુત્રની વૃદ્ધિથી એ લોકો ઘણા મગન થાય છે. બીજી બાયડીઓ ઘણા લોકો સેહેલાઈથી કરી શકે છે તેનું એક કારણ તો એ લોકોનો સસતો ખાધ ખોરાક છે. ઘણો ગરીબ માણસ મહિને દહાડે એક ડાલરમાં પોતાનું પેટ ભરી શકે છે. મધ્યમ સ્થિતિનો માણસ બે થી ત્રણ ડાલરમાં પોતાનું ગુજરાન કરી શકે છે. ગરીબ માણસને વધારે બાયડીઓ હોય તો પણ તેઓ તેને બોજો થઈ પડતી નથી. તેઓ ચાહેનાં કે રેશમનાં કારખાનામાં રાજે કામ કરવા જાય છે ને કેટલીક ઘરમાંજ રેશમનું

કે કશબનું ભરત કામ કરે છે. આપણા મુલકમાં જે ઇ-
જાર તથા સાડીની ભરેલી કોરો આવે છે તે ચીનાઈઓ-
રતો ભરે છે. એ દેશમાં ગરીબોને પોતાનું ગુજરાન કર-
વા માટે રળવાનાં ઘણાં સાધન છે.

ચીનાઈ ઓરતો પરણ્યા પછી પોતાનું પતિવ્રત ઘણી-
જ કાળજીથી જાળવી રાખે છે. પોતાના કંથ ઉપર અતિ-
શ્ય ભાવ રાખે છે. બચ્ચાંને ઘણા વાહાલથી ચાહે છે તથા
એક સદ્‌ગુણી સ્ત્રીને છાજે તેવા ગુણ ધરાવે છે. ધાસ્તી
તથા સંકટની વેળાએ પોતાના જીવની દરકાર ન કરતાં
પોતાના પતિની સંભાળની અતિશ્ય કાળજી રાખે છે.

જે દિવસથી છોકરી પરણી ત્યારથી તેના ઉપરથી
તેણીનાં માબાપનો સર્વે હક નિકળી જાય છે, અને તેણીને
પોતાના પતિ તથા સાસુ સસરાની સત્તાને આધીન થઈ
ચાલવું પડે છે.

ચીનાઓમાં એવો રીવાજ છે જે વહુએ દર વેળાએ
પોતાને પિયરે નહીં પણ સાસરેજ પ્રસવ કરવો જોઇએ.
એ લોકોમાં એવો વેહેમ છે જે છોકરી પોતાને પિયરે પ્ર-
સવ કરે તો તેણીના ઘરના સર્વે ગરીબ અવસ્થામાં આવી
જાય છે. એ કારણથી ગર્ભવતિ વહુ પોતાને મહિયરે ગ-
યલી હોય અને તે મહિરૂં ગમે તેટલું છેટે હોય તે છતાં
પ્રસવને પ્રસંગે ગમે એટલી વેહેલા ભાગવી તરત સાસરે
જાય છે.

પરણ્યા પછી પેહેલા પુત્રનો જન્મ થાય તો ઘરમાં
મોટી ખુશાળી ઉપજે છે. છોકરાની માતાની ઘણી સંભા-
ળ લે છે, તથા તેણી સર્વેની વાહાલી થઈ પડે છે. પરંતુ
તેણી પુત્રીનો જન્મ આપે છે તો સર્વે જણ ઉદાસ થાય
છે તથા તેણીને દરેક બાહાને તાણા મેહેણા મારવામાં

આવે છે. દર વેળાએ છોકરીજ અવતરે છે તો તેણીની કમબખ્તી આવે છે; ઘરમાં સઘળાં હાડછેડ કરે છે. જ્યારે તેણીની ગજા ઉપરાંત જુલમ ગુજારવામાં આવે છે ત્યારે તે બાપડી આપઘાત પણ કરે છે.

છોકરૂં અવતર્યા પછી ત્રીજે દિવસે તેને ધોઈ સાફ કરે છે. એ દિવસે "ગોડસ આવ મધર" (માતૃદેવતા) ની પૂજા કરવામાં આવે છે. સગાં તથા મિત્રો ભેટ મોકલે છે. જેમ નિશાળમાં મસ્તીખોર છોકરાના મેહેતાજી બન્ને હાથ જોડાવી પોહોંચો આગળથી દોરીએ બાંધે છે તેમ તે બાળકના હાથ લાંબી દોરીથી બાંધે છે. એમ બાંધ્યાથી છોકરૂં હમેશાં માબાપના તાબામાં રહી માન આપી ચાલે. છોકરૂં અવતરે ને તરત ઘાંટો પાડી રડવાનું કરે તો તે લાંબી હયાતી ભોગવશે એમ માને છે. આંચકા ખાઇને રડે તો તેની જીંદગીનો ભરોસો નથી એમ માને છે. જે બચ્ચું ઊંડો સાદ કાઢી રડે ને રડતી વખતે પગ હાથ હાલવે તો તે ટુંકી ઉમરનું જાણે છે. જે છોકરૂં જલદી બોલતાં તથા ચાલતાં શીખે અને દાંત જલદી ફુટે તો તેને વિશે એમ માને છે જે તે નઠારી પ્રકૃતિનું તથા માબાપને અકારૂં થઈ પડશે. બચ્ચાને પેહેલાં જે કપડાં પેહેરાવે છે તે નવાં નથી હોતાં પણ કોઈ ઘરડા માણસનો જુનો ડગલો કે તુમાન હોય તેમાંથી ફાડી પોશાક બનાવી બચ્ચાંને પેહેરાવે છે, જેથી તે બચ્ચું ઘણી લાંબી જીંદગી ભોગવે.

છોકરૂં એક માસનું થાય છે એટલે તેની મા સુવાવડ ખાનામાંથી પેહેલી બાહાર નીકળે છે. છોકરાના વાળ મોટી ક્રિયા કરી બોડાવે છે. પુજારીઓને ઘરમાં બોલાવી ભણતર ભણાવે છે. સગાંઓને જમવા નોતરે છે. બચ્ચાંની મમાઈ એજ દિવસે તેને માટે વધાવો મોકલે છે.

છોકરાને ચોથો માસ થાય એટલે મમાઈ કપડાં ઘરેણાં વગરે મોકળે છે તથા ઘરમાં ખાવા પીવાનું ચાલી રહે છે. એજ વખતે બચ્ચાને બેસતાં શીખવે છે. વાંસની બનાવેલી ખુરશી જેને ચારે બાજુથી કટેરા હોય છે તેમાં બેસાડે છે. બેસાડયા પેહેલાં ખુરશીની બેઠક ઉપર ગોળની બનાવેલી ચિકાસવાળી વસ્તુ મૂકે છે કે જેથી તે બચ્ચું તેની સાથે ચોંટી બેસી રહે છે. ચાર માંસનું બચ્ચું થયું એટલે તેને માંસનો ખોરાક આપવાનો શરૂ કરે છે.

છોકરાની વરસ ગાંઠને દિવસે મોટી ધામધુમથી ખાવા પીવાનું ચાલે છે. એ વખતે છોકરાની મમાઈ મોટો ખરચ કરે છે. છોકરાને વાંસની બનાવેલી મોટી ચારણીમાં બેસાડે છે. એ ચારણીમાં આગળથી કેટલીક વસ્તુ મૂકેલી હોય છે. જેવી કે પૈસા જોખવાનો કાંટો, કાતર, પાવ, આરસી, કલમ, સાહી, કાગળ, ચોપડી, હિસાબ ગણવાનું પાટીઉં, ઘરેણાં, હથીઆર, મેવા વગેરે મૂકે છે. એ વખતે સર્વ જણ નજદીક ઉભાં રહી જોય છે જે છોકરો કઈ વસ્તુને પેહેલાં પોતાનો હાથ લગાડે છે. એમ કર્યાથી છોકરો મોટો થઈ શો ધંધો કરશે, કેવી ચાલ ચલણનો થશે, તથા કઈ સ્થિતિમાં રેહેશે તે પ્રથમથી જણાઇ આવે છે. જો છોકરો કાગળ, ચોપડી, ખડીઓ, કે કલમને પેહેલાં હાથ લગાડે તો તે વિદ્વાન થશે એમ માને છે. જો જોખવાના કાંટાને કે ઘરેણાને હાથ લગાડે તો શ્રીમંત થશે એમ માને છે. જે જે વસ્તુને પેહેલાં હાથ લગાડે તે ઉપરથી છોકરાનું ભવિષ્ય વર્તે છે.

છોકરો પેહેલાં નિશાળે જાય છે ત્યારે સાથે મીનબતી, અગરબતી, તથા કાગળના બનાવેલા પૈસા લઇ જાય છે. મેહેતાજી છોકરાને લઇ કોનફુશીઆસના દેહેરામાં જાય છે, ત્યાં છોકરો જે જણસ લાવ્યો તે મૂકી પૂજા કરે છે.

છોકરો સોળ વરસનો થાય એટલે તે ઉમરે આવેલો ગણાય છે. એ વખતે દેવોની પુજા કરવામાં આવે છે તથા સગાં તથા મિત્રોને ખાવા બોલાવે છે. સોળમું વરસ ઉગ્યા પછી સરકારના ગુનાહમાં આવે તો તેને કાયદા પ્રમાણે સજા થાય છે. જો એ ઉમરની અંદર વાંક કીધો હોય તો તેને બંદીખાને પુરી રાખે છે. પછી ઉમરે આવે ત્યારે સજા કરે છે.

છોકરો સોળ વરસનો થયો એટલે કાંઈ માબાપથી સ્વતંત્ર થતો નથી. માબાપ જીવતાં હોય ત્યાં સુધી તેમના૰ તાબામાં રહે છે. છોકરો ગમે એટલું ભણેલો હોય, શ્રીમંત થયો હોય અથવા બુઢો થયો હોય તોપણ માબાપના કહ્યામાં રહે છે. માબાપની સેવા કરવાનો ધર્મ એ લોકોના મનપર મજબુત બેસી ગયલો છે.

જ્યારે કોઈ ઓરતનાં છોકરાં જન્મ્યા પછી જીવત ન હોય તો તે એવી બાધા લે છે જે હવે પછી છોકરો અવતરે તો તેને સાધુ બનાવી દેવને અર્પણ કરવો. એવો નીમ લીધા પછી જો છોકરો અવતરે છે તો તેના સર્વે બાળ બોડાવે છે ને ચોટલી રાખવામાં આવતી નથી. ભુંડા દેવો તે છોકરાને કશું દુઃખ ન દે માટે તે છોકરાને તુચ્છકારથી ગણે છે તથા તેનું નામ પણ હલકું પાડે છે. જેવું કે "ભીખારી, કચરો, સાધુ," વગેરે. એવો રીવાજ આપણા મૂલકમાં પણ ચોકસ જાતમાં ચાલે છે.

જે બાયડીને ઘણાં છોકરાંની માતા થવાની હોંસ હોય તે પેહેલા મહિનાની પંદરમી તારીખે પોતાની પાડોશીની વાડીમાં રાતની વેળાએ જઈ કાંઈ ચીજ ચોરી લાવે છે એ પ્રમાણે ચોરી કર્યાથી ઘણાં છોકરાંની વૃદ્ધિ થાય છે એવું એ લોકો માને છે. ચોરી કરતાં પકડાઈ જાય તો તે વાડીવાળાને કાંઈ નાણું આપી પટાવે છે.

વેસવાળ થયા પછી છોકરી મરી જાય તો છોકરો તેણીને ઘર જઈ તેણીની લાસ નજદીક બેશી રૂદન કરે છે. તે છોકરીએ જે જોડા છેલ્લી ઘડીએ પેહેરેલા હોય તે ઘર લઈ જઇ સાચવી રાખે છે. છોકરો પોતાને ઘર પાછો જાય છે ત્યારે ઘરનાં બારણા આગળ આવતાં મોટે સાદે પોતાની બાઈડીનું નામ પોકારે છે ને તેણીને ઘરમાં દાખલ થવા કહે છે. ઘરમાં બાઈડીના માન ખાતર એક ટેબલેટ બનાવી તેની આગળ અગરબતી, મીનબતી તથા બીજી ખુસબોઇ બળતી રાખે છે. તે ટેબલેટ આગળ બે વરસ સુધી લુબાન બાળે છે.

વેસવાળ થયા પછી છોકરો મરી જાય તો છોકરીનાં માબાપ તેના મરણની ખબર બનતાં સુધી છોકરીને કાને પડવા દેતાં નથી; કારણ કે ઘણી વખત છોકરી બીજી વખત પરણવા માગતી નથી. પણ જેવી પોતાના વરના મરણની ખબર સાંભળે છે એટલે તરત સાસરે જઈ તેના મુડદા આગળ રૂદન કરે છે. પછી સાસરેજ રહી રંડાયલી વહુ માફક પોતાનો આખો ભવ ગુજારે છે. કેટલીક છોકરીઓ માબાપના સમજાવ્યાથી બીજી વાર પરણી જાય છે પણ જો છોકરી બીજી વખત ન પરણે ને લાંબો વખત સુધી વરના મરણનો શોક પાળે અને પોતાની પતિવ્રતાપણામાં જીંદગાની ગુજારી મરણ પામે તો લોકો તેણી વિશે સારૂ બોલે છે તથા બાદશાહની રજા લઈ તેણીના માનને ખાતર ગામના દેહરામાં તેણીના નામની એક ટેબલેટ મૂકાવે છે.

પાદશાહની છોકરી પરણે છે પણ તેણીને કવચીતજ છોકરાં થાય છે. કારણ કે એ લોકના રીવાજ પ્રમાણે ઊંચી પદ્દીનું માણસ તેનાથી હલકી પદ્દીનાને નમે નહીં. પાદશાહની દીકરી કરતાં સર્વે લોકો નીચી પદ્દીના ગણાય

છે; અને તે કારણથી તેણી પોતાના વરને ત્યાં રહેવાને હલકું સમજે છે. શાહજાદી પોતાના પતિને પોતાના તાબામાં રાખે છે. દર રોજ તેણીનો ધણી મેહેલમાં તેણીને નમવા જાય છે. તેને કાંઈ પણ વાત ચીત કરવી હોય તો શાહજાદી રજા આપે તો તે વાત ચીત કરે છે. શાહજાદીની દાસીઓ વર તરફથી બાઈને ઘણું સમજાવે છે તોજ તેને ઓરડામાં દાખલ થવાની રજા મળે છે. ઓરડામાં દાખલ થઈ શાહાજાદી જ્યાં બેઠેલી હોય ત્યાં જઈ ઘુંટણ મંડાએ પડી પોતાની તાબેદારી દેખાડે છે. જ્યારે તેણી તેને ઉઠવા ફરમાવે છે ત્યારે ઉઠી પાસે બેસી વાત ચીત કરે છે.

કેટલાક ગામમાં અમુક મુદતના લગ્ન થાય છે, એટલે પરણતી વખતે એવી બોલી કરે છે જે પરણીને ચોકસ મુદતસુધી બન્ને જણે ધણી ધણીઆણી માફક રહેવું પછી રાજી ખુશીથી છૂટાં પડી જવું.

સરકારી મોટા અમલદારોને પોતાના તાબેના મુલકના રૈયતની છોકરી સાથે સગાઈ કરવાને મનાઈ છે. પણ તે મુલકની છોકરીને પોતાની બીજી બાયડી માફક પરણે છે.

ચીન દેશમાં સાસુ પોતાની વહુ ઉપર અતિશય જુલમ ગુજારે છે. સાસુ વહુને ગુલામડી માફક તાબામાં રાખવા માગે છે. છોકરીનાં માબાપથી વચ્ચે પડાતું નથી. જુલમ નહીં સેહેવાય ત્યારે કેટલીક વહુ આપઘાત કરે છે. જો છોકરી નાશી જઈ પોતાને મહીએર જાય તો તેણીનાં માબાપને માદરી સજા કરે છે. એક વેળા સાસુએ વહુ ઉપર ઘણોજ જુલમ પાડયો તેથી છોકરી પોતાનાં માબાપને ત્યાં જઈ રહી. વરે માદરી પાસે જઈ ફરિયાદ કીધી. માદરીએ છોકરીને તથા તેની માને દરબારમાં તેડાવી મંગાવી. છોકરીને માદરીએ કહ્યું "તારે સાસરે જવું જોઇશે." છોકરીએ જવાબ દીધો "ના, હું નહીં જાઉં, મારી

સાસુ બેહદ મારી ઉપર દુઃખ પાડે છે, સાંકળે બાંધી રાખે છે, તથા ખાવાના વાખા પાડે છે માટે હું નથી જતી." માદરી ગુસ્સે થઈ બોલ્યો "નહી જશે તો સજા કરવામાં આવશે." છોકરીએ હુજત કરી સાસરે જવા ના કહ્યું તેથી તેને બાબુ-ની ચીપથી સો ફટકા ગાલપર મારવાનો સીપાઈને હુકમ કીધો. સીપાઇએ સો ફટકા માર્યા પછી તેણે પાછું પૂછ્યું "કેમ હવે સાસરે જઇશ કે નહીં." છોકરીએ કહ્યું "ગમે તો મારી નાંખો, સાસરે તો હવે પગ નહીં મૂકું." વળી મા-દરી સાહેબે બીજા સો ફટકા મરાવ્યા. છોકરીને સજા કીધી એટલુંજ નહીં પણ તેણીની માએ છોકરી સાસરેથી નાશી આવી ત્યારે તેણીને ધક્કા મારી પાછી સાસરે નહીં મોક-લી તેથી તેને પણ સો ફટકા મારવાનો હુકમ કીધો. મા-દરીએ વરને કહ્યું "છોકરીને આઠ દિવસ બંદીખાને નાં-ખીશ એટલે તેણીની શુદ્ધિ ઠેકાણે આવશે." એટલી સ-જાથી પણ છોકરીએ સાસરે જવાનું મન ન કીધું તેથી તેને લાંબો વખત સુધી બંદીખાને પુરી રાખી. ઉપલા દાખલા ઉપરથી માલમ પડે છે જે સાસુનો વહુપર કેટલો કાબુ હોય છે. માદરી પણ વહુ કે તેણીનાં સગાનું સાંભળતો નથી.

કેટલીક વેળા વહુપર બહુજ જુલમ ગુજરે છે ત્યારે તેણીના માબાપ પોતાના સગાંઓને તથા ઓળખીતા-ઓને સાથે લઇ છોકરીને સાસરે જાય છે. ઘરમાં જે હા-થમાં આવે તે ભાંજ ફોડ કરે છે અને સાસુને રસ્તા બા-હાર લઈ જઇ ખુબ કેસરી પાક જમાડે છે. જો સાસુ ત-રફના સરકારમાં જાય છે તો માદરી બન્ને તરફવાળાં પા-સેથી પૈસા ઓકાવે છે. જે વધારે પૈસા આપે તેના લાભ-માં ચુકાદો થાય છે. માદરીના જુલમને લીધે ઘણા લોકો કશી પણ ભાંજગડને લીધે સરકારમાં ન જતાં સારા મા-ણસોને વચ્ચે નાંખી સમાધાનિ કરાવે છે.

ચીનમાં બાદશાહના લગ્ન કરવાની ક્રિયા થોડી નીચે લખી છેઃ—હાલમાં ચીન દેશનો રાજકર્તા મેનચુરીઆ પ્રાંતના મુસલમાનની ઓલાદનો છે, તેથી મુસલમાની કુમારીકા સાથે પોતાના લગ્ન કરે છે. બાદશાહ માટે બાયડી શોધી કાઢવાનું કામ તેની મા અથવા કુટંબની વડી બાઇ કરે છે. મેનચુરીઆના ગૃહસ્થોને તથા અમલદારોને તેમને ત્યાં જેટલી પરણવા લાયક કુમારીકા હોય તેમને પીકીન શેહેરમાં બાદશાહના મેહેલમાં મોકલવાને કહેવડાવે છે. છેટે છેટેનાં ગામોમાંથી આઠસો નવસો કુમારીકાઓ રસ્તાની મુસાફરીના સંકટ વેઠતી પીકીન આવે છે. લાંબા દિવસની મુસાફરીને લીધે બાદશાહના મેહેલમાં આવી પુગે તેની અગાઉ કેટલીક કુમારીકાઓ માંદી પડી જાય છે તથા તેમના રૂપાળા ચેહેરા કદરૂપા થઇ જાય છે, પણ બાદશાહની બેગમ થવાના લાભ પર ગમે એટલાં સંકટ ખમે છે. સઘળી કુમારીકાઓને મેહેલમાં એકડી કરે છે. પછી દશ દશ છોડીઓને વડી બાઇ પાસે લઇ જાય છે, તેમાંથી પાંચ ખુબસુરત છોડીને જુદી રાખી બાકીની પાંચને તેમને ઘર મોકલી દેવામાં આવે છે. એમ સઘળી કુમારીકાઓમાંથી અર્ધો ભાગ રદ થાય છે. બાકી રહેલી ખુબસુરત છોડીઓમાંથી પાછી દશ દશને બોલાવી પાંચ પાંચને ચુંટી કાઢે છે. એમ વારંવાર ચુંટી કાઢતાં છેલ્લે જે ભાગ્યશાળી છુટડી રહે તેને બાદશાહની બેગમ કરે છે. લગ્નના થોડા દિવસ અગાઉથી તે કુમારીકાને ત્યાં મેહદ મેર બાદશાહ તરફથી મોકલવામાં આવે છે. મેર લઇ જવા મોટા મોટા અમલદારોને કામે લગાડવામાં આવે છે. જોશી પાસે લગ્નનું મુરત જોવડાવી છોકરીને તેનાં માબાપને ત્યાંથી બાદશાહના મેહેલમાં બોલાવે છે. છોકરીને તેનાં માબાપ મોટી ધામ ધુમથી મેહેલમાં લાવે છે, પણ જે જે મોહોલામાંથી છોકરી જવાની હોય તે મોહો-

લાઓનાં ઘરનાં બારી બારણાં બંધ રાખવાનો હુકમ કરે છે. છોકરીની પાલખી ઉપર કોઇને નજર કરવા દેવામાં આવતી નથી. છોકરી મેહેલ આગળ આવે છે એટલે વડી બાઇ તેને આવકાર દેઈ ઘરમાં લે છે. પછી જેમ બીજા ચીનાઓના લગ્નની ક્રિયા થાય છે તેમ મેહેલમાં બાદશાહના લગ્નની ક્રિયા કરવામાં આવે છે.

બાદશાહ પેહેલી એક બાયડી પરણે છે, પછી ત્રણ પદ્વીની બીજી બાયડીઓ કરે છે. નવ બાયડી પેહેલી પદ્વીની, સતાવીશ બાયડી બીજી પદ્વીની અને એક્યાસી બાયડી ત્રીજી પદ્વીની રાખવાને બાદશાહને હક છે. એવી બાયડીઓ પેહેલી પરણેલી બાયડીના તાબામાં રેહે છે.

---

## મરણ.

ચીનાઓમાં મુડદાંને દાટવાનો રીવાજ છે. મુડદાને પાહાડી જગાપર દાટે છે.

જ્યારે ઘરમાં મરણ નીપજે છે ત્યારે બજારમાંથી મુડદાને મુકવાની કફન વેચતી લાવે છે. એ કફન દુકાન પર તૈયાર મળે છે. તે જાડા મજબુત લાકડાની બનાવેલી હોય છે. તેનો આકાર આંઘેથી મોટા ઝાડના થડ જેવો દેખાય છે. જાડા લાકડાને ઊભું બે ભાગમાં કાપી કાઢે છે. પછી તે બન્ને કટકાને વચમાંથી કોતરી કાઢે છે. તેની બાહારની ચારે બાજુ ગોળ છે. તેની આકૃતિ જાણે તેની ચારે બાજુ આકણીની માફક ઉપસાયલી ગોળ કરેલી હોવ એવી દેખાય છે. એ કફન ઓછી કીમતની તથા વધારે કીમતની પણ આવે છે. ઘણી ઊંચી કફન ત્રણસો ઉપર ડાલર મળે છે. દુકાન નજદીક કફન ઊંચકી લઇ જનાર બેઠેલા હોય છે તેમની પાસે ઊંચકાવી ઘરે લઇ

જાય છે. એ કફન ઊંચકનારા એવી બોલીથી કફન ઊંચકી લઇ જાય છે જે ઘરમાં મુડદાને તેઓજ કફનમાં મૂકે તથાં ભૂમિદાહ કરવા પણ તેઓજ ઊંચકી લઇ જાય. એ કામ માટે ખાંધીઆઓને ઘણા પૈસા મળે છે. એ નિચ વર્ણના હોય છે. એમને દેહેગમાં જવાની મના છે તથા સરકારી પરીક્ષામાં તેમના છોકરાને દાખલ થવા દેતા નથી.

મુડદાંને કફનમાં મૂકતી વખતે ઘરનાં મરદો તથા ઓરતો તેને જોતાં નથી પણ તેટલો વખત પાછળ ફરી ઊભાં રહે છે. જ્યારે દીકરો મરણ પામે ત્યારે બાપ અને મા ઘરમાંથી બીજે ઠેકાણે જતાં રહે છે. દીકરાનું મોહું જોતાં નથી.

કેટલાક લોક મુડદાને લાંબો વખત સુધી ઘરમાં કફનમાં બંધ કરી રહેવા દે છે. તેની આગળ દિવસમાં બે વાર ખાવાનું મૂકી પૂજા કરે છે. લાંબો વખત ઘરમાં લાસને રાખી મૂકવાનું કારણ એ હોય છે જે તેને દાટવા લાયકની જગા તરત મળી શકવી ન હોય અથવા તેને દાટવાનો સુભ દિવસ નહીં આવ્યો હોય. વળી કેટલીક વખતે મોટા લોકો મુડદાને મોટી ક્રિયા કરી ભૂમિદાહ કરવા લઇ જાય છે તેથી ખરચ ઘણો થાય છે. એ કારણથી ઘરમાં જ્યાં સુધી કોઇ ઘરડું માણસ મરી નથી જતું ત્યાંસુધી કુટંબનાં નાના જુવાન માણસોની લાસો કફનમાં બંધ કરી રહેવા દે છે. બુઢા માણસની મરવાની વાટ જોતાં મોટાં કુટંબમાં ચાર પાંચ મુડદાં એકઠાં થાય છે. જ્યારે ઘરનું વડું માણસ મરે છે ત્યારે સર્વેને મોટા ખરચથી સાથે દાટે છે. એ લોકોમાં વળી એવો રીવાજ છે જે ઘરમાં કોઈ ઓરત ગર્ભવતિ હોય તો મુડદાને દાટતા નથી. એ કારણથી પણ મોટાં બોહોળાં કુટંબમાં મુડદાં દાટયા વગર લાંબો વખત સુધી રહી જાય છે.

કેટલીક વખતે મુદડાને ઘરમાં નથી રાખતાં પણ કફનમાં પેક કરી મુદડાને રાખવાના ભાડેના ઘરમાં લઈ જઈ રાખે છે. તેની આગળ દર રોજ અગરબતી તથા લુબાન બાળે છે. જ્યારે તેને દાટવાની જગા તૈયાર થાય છે તથા તેને દાટવાનું મુરત આવે છે ત્યારે ત્યાંથી લઈ જઈ દાટી આવે છે. એ ઘરમાં કેટલાક મુદડાં વરસો સુધી પડેલાં નજરે પડે છે. વળી કેટલાક વેહેમી ચીના તો જ્યારે મરનાર પોતાના ઘરના કોઈ પણ માણસના સ્વપનામાં આવી પોતાને દાટવાની જગા વિષે કહી જાય છે ત્યારેજ તેને તે જગામાં દાટે છે; નહીં તો લાંબો વખત સુધી વગર દાટવે તેને પાડી રાખે છે. પાહાડો તથા બીજી જગા આગળ લાંબા વખતની દાટીઆ વગરની ઘણી કફનો પડેલી દેખાય છે. જ્યારે તેને દાટવાનું મુરત આવે છે ત્યારેજ જમીનમાં દાટે છે.

જ્યારે મુડદાને ઘરમાંથી દાટવા લઈ જવા બાહાર કાઢે છે ત્યારે ઘણાજ ફટાકડા ફોડવામાં આવે છે. ફટાકડા ફોડવાનું કારણ એમ સમજાવે છે જે તેના ભડાકાથી મડદું ગભરાઇ જઇ ઘરનો રસ્તો ભૂલી જાય કે જેથી તેનો જીવ ભૂત થઈ ઘરમાં આવી જીવતાં માણસોને હરકત ન કરે. જો ઘરને માળ હોય તો મુડદાને ઘરના બારણામાંથી નથી કાઢતા પણ માળની બારીવાટેથી તેને બાહાર કાઢે છે. એવું સમજીને જે ઘરનો રસ્તો ભૂલી જાય તો ભૂત થઇ કોઇને દુઃખ ન દે.

જ્યારે કોઈ મોટો માણસ મરી જાય છે ત્યારે તેની પાયદસ્તે ઘણા લોકો જાય છે. મુડદાને ઢોળ, થાળી, વાજીંત્ર વગેરે વજાડતા મોટા ઠાઠથી લઇ જાય છે. કેટલાક માણસ હાથમાં લખેલાં લાંબાં પાટીઆં પકડી ચાલે છે. મરનારે જે જે સારાં કામ કર્યાં હોય તથા જે

પટ્ટી ભોગવી હોય તે એ પાટીઆં પર લખેલું હોય છે. કફનની આગળ મરનારનાં સગાં તથા ઓળખીતાં ચાલે છે. એ લોકો આખો ઉજળો પોશાક પેહેરે છે. પણ જે સગાં ન હોય અને પારકા લોકો એ ક્રિયામાં ભાગ લે છે તેઓ બધો ઉજળો પોશાક ન પેહેરતાં માત્ર માથે કે કમરે ઉજળો લુગડાનો કટકો બાંધે છે. જેમ પારસી લોકો પાયદસ્તે જતી વખતે બબેની જોડ થઇ હાથમાં રૂમાલ પકડી રૂવાનની પાછળ ચાલે છે તેમ એ લોકો પણ બે લાંબા હારમાં રૂવાનની પેહેલાં ચાલે છે. દરેક હારમાના સર્વે જણ હાથમાં એક ઉજળા લુગડાનો લાંબો કટકો પકડી ચાલે છે. મરનારનો નજદીકનો સગો રસ્તામાં થોડે થોડે છેટે ઘુંટણ મંડીએ પડી તે મુડદાને પાય પડે છે. કફનને ઘરમાંથી બાહાર કાઢે છે ત્યારે ઘરમાંની ઓરતો પણ મુડદાની સાથે મોહોલામાં થોડે છેટે સુધી ચાલતી જાય છે. પછી ત્યાં ઘુંટણ મંડીએ બેસી તેને નમી પાછી રડતી રડતી ઘરે જાય છે. જો દાટવાની જગા નજદીક હોય છે તો ઓરતો ઠેઠ સુધી જાય છે. એ ઓરતો પણ ઉજળોજ પોશાક પેહેરે છે. મરનારનું ગમે એટલું નાનું છોકરૂં હોય તેને પણ ઉજળાં લુગડાં પેહેરાવી સાથે લઈ જાય છે. રસ્તે ચાલતા ચાલતા ફટાકડા ફોડે છે તથા કાગળના બનાવેલા પૈસા રસ્તે નાંખતા ચાલે છે. મુડદાને કફન સહિત જમીનમાં દાટે છે. તેની ઉપર ચુના તથા પથરથી ચણી લઈ ઘોર બનાવે છે. એ ઘોરનો આકાર ઘોડાની નાળના જેવો કરે છે. વરસમાં એક વખત મરનારના સગાં ઘોર આગળ જઈ તે સાફ કરે છે તથા તેની આગળ પૂજા કરે છે.

જ્યારે ઘરમાં કોઇનું મરણ થાય છે ત્યારે તે મરનાર માટે ઘણી વેહેમી ક્રિયા કરવામાં આવે છે. મરના-

રને પેલી દુન્યામાં જતાં રસ્તામાં પાહાડ, નદી વગેરે ઓ-ળંગતાં હરકત નહીં નડે માટે એક લાકડાનો પુલ તથા એક નીસરણી મુડદા આગળ મૂકે છે; તેની આગળ અ-ગરબતી તથા લુબાન બાળે છે. ગુરૂઓને બોલાવી ભણ-તર કરાવે છે. એ ક્રિયા વખતે ઘરનાં સઘળાં માણસો ર-ડવા કુટવા મંડી જાય છે. મુડદાને કફનમાં મૂકયા પેહેલાં તેને કપડાં પેહેરાવે છે. કપડાંની એક જોડ પેહેરાવતા નથી પણ પેલી દુન્યામાં લાંબો વખત ચાલે એટલાં કપડાં પે-હેરાવે છે. કેટલાક લોક વીશથી ત્રીશ જોડ કપડાં પેહેરાવે છે. પછી મરનારના મોં આગળ ખાવાનું ધરે છે, ને જાણે ખવડાવતો હોય એમ ખાવાડનાર ધણી ચાળા કરે છે. પછી તેને દારૂ પાય છે. એ ક્રિયા મરનારનો વડો છોક-રોજ કરે છે. વડો છોકરો હાજર ન હોય તો તેનો છો-કરો મરનારની સર્વ ક્રિયા કરે છે. એ ક્રિયા વખતે પણ સર્વ જણ રડે છે.

મરનારને પેલી દુન્યામાં જતાં ચાલતું ન જવું પડે માટે એક કાગળની પાલખી બનાવે છે, તેને ઊચકવાને કાગળના માણસો બનાવે છે. રસ્તામાં તાપ ન લાગે માટે કાગળનો એક માણસ બનાવી તેના હાથમાં કાગળની એક છત્રી આપે છે. એ સર્વ ચીજોને ઘરની બાહાર લઇ જઇ તેને નમી પૂજા કરે છે; પછી સળગાવી દે છે એટલે એ ચીજો પેલી દુન્યામાં મરનારને જઇ મળે છે.

મરનારને પેલી દુન્યામાં હાથે કામ નહીં કરવું પડે માટે કાગળનો એક માણસ બનાવી બાળે છે એટલે તે માણસ ઉપલી દુન્યામાં શેઠને કામે લાગે છે. ઘરમાં જ્યારે મરનાર માટે ખાવાનું મુકી પૂજા કરે ત્યારે પેલા શેઠના નોકર સારુ પણ ખાવાનું મુકે છે. જે નોકર માટે

ખાવાનું નહીં મૂકે તો શેઠનું ભાણું ચાંપી જાય તથા શેઠની ચાકરી પણ બરાબર કરે નહીં.

મરનાર માટે ખરચવાના પૈસા જોઇએ તેથી કાગળના પૈસા બનાવીબાળી નાંખે છે જેથી તે પૈસા મરનારની તીજોરીમાં જઈ પડે છે. એ શિવાય તેને વાપરવા માટે પેટી, કબાટ, ઘરસંગારનો સામન કાગળના બનાવી બાળી તેને માટે મોકલે છે. મરનાર માટે ઘરમાં ઓગણપચાસ દિવસ લુબાન બળતું રાખે છે તથા દર રોજ ખાવાનું મૂકે છે.

મરનારને કંઈ જોઇતું હોય તે તેને પૂછીને મોકલાવે છે. તાંબાનો સિક્કો હાથમાં પકડી તેનો વડો દીકરો પૂછે છે "કેમ બાપા તમને પૈસા જોઇએ છે?" "ખાવાનું પૂરતું મળે છે?" "બીજો નોકર મોકલું?" "પરણવાને બાઈડી જોઇએ છે?" એવા એવા સવાલ પૂછી સિક્કો નીચે નાંખે છે. સિક્કો નાંખવાની અગાઉથીજ મનમાં નક્કી કરેલું હોય છે જે છાપ દેખાશે તો આમ સમજવું ને કાંટો દેખાશે તો આમ સમજવું. પછી જે ચીજ જોઇતી હોય તે કાગળની બનાવી બાળી મરનાર આગળ મોકલે છે.

કોઇ ધણી મરી જાય છે ને તેને માટે ક્રિયા કરવામાં આવે છે ત્યારે તેના ઓળખીતાં તથા મિત્રો પોતાનાં આગળ મરી ગયલાં સગાંઓ માટે મરનારની મારફતે કેટલીક ચીજો મોકલે છે. પણ મરનાર લુચ્ચો હોય તો તેને આપી મોકલતાં નથી, કારણ કે તે તેમને ન આપતાં પોતેજ પચાવી પડે. પોતાના પિતૃ માટે, પૈસા, સામન, નોકર, કપડાં વગેરે કાગળનાં બનાવી પેલા મરનારની ક્રિયા થતી હોય તે વખતે બાળી ઉપર મોકલી દે છે. બાળ્યાની અગાઉ સર્વે વસ્તુઓ ઉપર સીલ કરે છે તથા ઉપર લેનાર ધણીઓનાં નામ લખી ચીઠીઓ ચોંટાડે છે. ચીઠી

પર લખેલું હોય છે "ફલાના ધણીને માલમ થાય જે ફલાના માણસ જોડે તમારે માટે સીલબંધ ચીજો મોકલી છે તે તપાસી લેજો." પણ તે ચીજો તેમને મળે છે કે નહીં તે માલમ પડતું નથી કારણ કે તેઓ પાસેથી કોઇ આ દુન્યામાં તે સામન મળ્યાની પોંહચ લાવતું નથી. શું ઉપર લખેલી વેહેમી ક્રિયાઓમાંની કેટલીક હિંદુઓમાં તથા પારસીઓમાં નથી થતી?

ચીનાઓમાં મા કે બાપ મરણ પામે તો ઘરના લોકો રીવાજ પ્રમાણે ત્રણ વરસ સુધી શોક પાળે છે. એટલી મુદતમાં મરનારના છોકરાઓને ત્યાં બચ્ચાંની વૃદ્ધિ • થતી નથી. એટલી મુદતમાં ગરીબને ત્યાં બચ્ચાં અવતરે તો સરકાર તેની દરકાર કરતી નથી પણ સરકારી અમલદારોને પેટે એ વખતમાં છોકરાં અવતરે તો મોટી સજા કરે છે; કારણ કે એથી છોકરાએ મરનારનું અપમાન કીધેલું કહેવાય છે.

ચીનાઓ પોતાનાં માબાપને એટલું માન આપે છે જે મા કે બાપ મરી જાય તેની ક્રિયા માટે અથવા કફન ખરીદવા માટે પૈસા પાસે નહીં હોય તો ઘણુંજ અપજશનું કામ સમજે છે. એ કારણને લીધે કેટલાક ગરીબ માણસો મા બાપ જીવતાં હોય તેની અગાઉથીજ થોડા થોડા પૈસા મોત ખરચના એકઠા કરે છે. એ એકઠા કરેલા પૈસા બીજા કશા ખપમાં લેતા નથી. માબાપના મરણ વખતેજ તેમને કામે લગાડે છે.

જ્યાંસુધી મુડદું ઘરમાં હોય છે ત્યાં સુધી મરનારનો વડો દીકરો રાતના ભોંય ઉપર સાદરી પાંથરી તેની નજદીક સુએ છે; એવું દેખાડવા જે તે હજી મરનારનો તાબેદાર દીકરો છે. સહવારના ઉઠી મરનાર માટે મોં ધોવા પાણી આણી મુકે છે. ત્યાર પછી ખાવાની સર્વે વસ્તુ તથા

ચાહ, તંબાકુ, અફીણ વગેરે લાવી તેની આગળ મૂકે છે. ઘરના માણસો જ્યારે ભોજન જમવા બેસે ત્યારે મરનારનું પણ ભોજન લાવી મૂકે છે. નાનાં છોકરાં રાતના સુવા જતી વખતે મરનાર આગળ આવી ધારા મુજબની રાતની સલામ કરી સુવા જાય છે.

ઘરમાં કોઇ વડું ગુજરી જાય છે ત્યારે પેહેલાં સગાં તથા ઓળખીતાંઓને તેના મોતની ખબર આપે છે. તેઓ ઘરમાં આવી મરનાર પાસે બેશી રૂદન કરે છે. એ વખતે મરનારની ઓરત હોય તે પણ સાથે રડે છે. જ્યારે પણ બાહારનાં માણસ આવી મરનાર માટે દલગીરી જાહેર કરે ત્યારે તેની ઓરતે રડવુંજ જોઇએ. મરનારની ઓરત બીજાં માણસો ભેગી બેશી રડતી નથી પણ મરનારની નજદીક એક પડદો મૂકેલો હોય છે તેની પછવાડે બેશી રડે છે. બાહારનાં માણસ આવે તે વખતે તે ઓરત નહીં રડે તો તેમને મોટું અપમાન થયલું ગણાય છે.

શોક પાળવાના દિવસો નક્કી નથી; પણ સાધારણ રીતે ઓગણપચાસ દિવસ સુધી શોક પાળવામાં આવે છે. ગરીબ લોકો થોડાજ દિવસ શોક પાળે છે. જ્યારે શોકના દિવસ પુરા થાય છે ત્યારે બારણા પર લખીત છાપ મારે છે જે શોકના દિવસ પૂરા થયા છે માટે કોઇએ દિલાસો આપવા ઘરમાં આવવું નહીં.

મરણ થયા પછી સાતમા દિવસથી શોકનાં કપડાં પેહેરવાને શરૂ કરે છે. મરનારના છોકરાઓ શોકનો પોશાક સફેત પેહેરે છે. મરદો તથા ઓરતો પોતાના ચોટલામાં સફેત દોરી ગુંથેલી રાખે છે. લાલ રંગનો કે બીજો ભભકાદાર પોશાક પેહેરતાં નથી. જે છોકરો માબાપનો ઘણો માનીતો હોય છે તે ઓગણપચાસ દિવસ સુધી ભોંય ઉપર સુએ છે. દિવસમાં બાહારના માણસો ઘરમાં આવે

તે વખતે તેમના દેખતાં ખુરશી ઉપર બેસતો નથી પણ ભોંય ઉપરજ બેસે છે. એ છોકરો જોડા પણ ઉજળા કપડાના બનાવેલા પેહેરે છે.

મરણ પછી દર સાત દિવસે તેની ક્રિયા કરે છે. પુજારીઓને બોલાવી ધર્મ ક્રિયા કરાવે છે. ઘરનાં માણસો જાત જાતના પકવાન બનાવી મરનારની ટેબલટ કીધી હોય તે આગળ મૂકી પૂજા કરે છે તથા એ દિવસે સગાંઓને ખાવા બોલાવે છે.

બેતાળીસમે દિવસે મરણારની પરણેલી છોકરી સર્વે ક્રિયા તથા ખાવાનું પોતાને ખરચે કરે છે. મરનારના ઘરમાં એ દિવસે કશું પકવવામાં આવતું નથી, છોકરી સાસરેથીજ રાંધી મોકલે છે. જો છોકરી પરણેલી ન હોય તો ઘરમાં ન રાંધતાં ભઠીયારખાનામાંથી ખાવાનું વેચાતું મંગાવી સઘળાંને જમાડે છે.

ઓગણપચાસમે દિવસે મોટી ધર્મ ક્રિયા તથા જમવાનું કરે છે. ધર્મદાન પણ એજ દિવસે કરવામાં આવે છે. મરનારની પુંજીમાંથી ધર્મખાતાંઓને મદદ કરવામાં આવે છે. સગાં તથા ઓળખીતાં મરનાર માટે રડા પીટ કરે છે. મરનારની ટેબલેટ આગળ જેમ આગળ પકાવેલું ભોજન મૂકવામાં આવતું હતું તેમ એ દિવસે રાંધેલું નહીં પણ સર્વે જાતનો કાચો ખોરાક મૂકવામાં આવે છે; તેમાં ચોખા, કોઠાળ, બકરા તથા ડુકરનું માંસ, મરઘી, બતક, જાત જાતના શાક, દારૂ, ચાહ, તંબાકુ, મીઠું, છરી, ભોજન ખાવાની સળીઓ, ડીંમર્ક, બળતણ, કોલસો, તેલ, પાણી, તથા પેસ્ટ્રી વગેરે મૂકે છે. એ સઘળી ચીજો મોટા જથામાં મૂકે છે. એ પ્રમાણે કાચી વસ્તુઓ મૂકવાનું કારણ એ છે જે હવેથી મરનાર પેલી દુન્યામાં પોતાને હાથે રાંધી ખાય. શાક વગેરે જણસ દર રોજ લાવવા માટે

કાગળના પૈસા બનાવી બાળી તેની ઉપર મોકલે છે. મર-
નાર શ્રીમંત હોય ને હાથે રાંધતાં નહીં આવડતું હોય તો
કાગળનો રસોયો બનાવી બાળી નાંખી તેની આગળ
મોકલે છે.

એ પછી મરનાર માટે ત્રણ વરસ સુધી દર માસની
ચૌદ તથા પંદરમી તિથિએ ક્રિયા કરે છે. ત્રણ વરસ પૂરાં
થાય તે દિવસે ધર્મગુરૂને બોલાવી ભણતર કરાવે છે તથા
સગાંઓને જમવા બોલાવે છે. એ દિવસ પછી શોકનો પો-
શાક કાઢી નાંખે છે.

મરનારના વરસ ગાંઠને દિવસે તથા જે દિવસે મ-
રણ પામેલો હોય તે દિવસે ધર્મ ક્રિયા તથા ખાવાનું થાય
છે. એ ક્રિયા મરનાર માટે પાંચ પેહેડી સુધી કરવામાં આવે
છે. પછી કશી ક્રિયા કરવામાં આવતી નથી, કારણ કે પાંચ
પેહેડી પછી મરનાર આ દુન્યામાં પાછો જન્મ લે છે.

કેટલીક ઓરતો પોતાના વાહાલા ધણીના મરણ પછી
જીવવાને રાજી નથી તેઓ સતી થઈ મરણ પામે છે. તેઓ
અસલની હિંદુ ઓરતોની માફક બળી જીવ ખોતી નથી.
ચીનાઈ ઓરતો અફીણ ખાઈ, પોતાના ઉપર ભૂખમારો
પાડી કે નદીમાં પડી જીવ ખોય છે. વળી કોઈ ઓરત
આગળથી ખબર આપી જાહેર રસ્તા પર ફાંસી ખાઈ મરે
છે. એ પ્રમાણે મરી જવાને ઘણા કારણ હોય છે. કેટ-
લીકને પોતાના વર પર બેહદ પ્યાર હોવાથી, કેટલીક વર-
ના મરણ પછી પોતાનું ગુજરાન કરવાને અશક્ત હોવાથી
અને કેટલીક સાસરેનો જુલમ ટાળવા ખાતર જીવ ખોય
છે. એવી સતી થયલી ઓરતો માટે દેહેરામાં તેમના ના-
મની ટેબલેટ મૂકાવે છે. લોકો તથા ગામના માદરી વરસ-
માં એક વખત દેહેરામાં જઈ તે ટેબલેટ આગળ પૂજા કરે છે.

## ગરીબાઈ—ભિક્ષુક.

ચીન દેશમાં વસ્તી ઓહોળી હોવાથી ગરીબ માણસોની તથા ભિક્ષુકોની સંખ્યા મોટી નજરે પડે છે. ઘણાને પૂરૂ ખાવાનું મળતું નથી. તથા અંગ ઢાંકવાને પૂરાં વસ્ત્ર પણ નથી મળતાં. એવાં લોકો શિયાળામાં તથા ચોમાસાની ઋતુમાં જગે જગ મરેલાં પડેલાં દીસે છે. એ મુડદાં ત્રણ ચાર દિવસ સૂધી રસ્તામાં પડી રહે છે. પછી માદરીના માણસો આવી તેમને ઊંચકી લઈ જાય છે. ઘણી વખતે નદીમાં મુડદાં તણાતાં જાય છે પણ તેમને બાહાર કાઢવાની કોઈ દરકાર રાખતું નથી.

જ્યારે ભારે રેલ, દુકાળ વગેરેની આફત દેશપર આવી પડે છે ત્યારે ગરીબ માણસો પોતાનાં બચ્ચાંને વેચી નાંખે છે. કેટલાકો પોતાની બાયડીને પણ વેચી નાંખે છે. જ્યારે ખુદરતી મોટી આફતો આવી પડે છે ત્યારે શ્રીમંતો ગરીબોને મોટો આસરો આપે છે. જેઓ ગરીબનું સંકટ ટાળવા વધારે નાણું ખરચે છે તેમને સરકાર મોટા ખેતાબ આપે છે. સરકાર આવા દુઃખની વખતે મદદ કરતી નથી પણ ગરીબના બચાવ માટે રૈયત તરફથી ઊઘરાણું થાય છે તેમાંથી પણ સરકારના માદરીઓ નાણાં ખાઈ જાય છે. જ્યારે દેશમાં મોટી આફતો આવી પડે છે ત્યારે પારકા રાજ્યોની રૈયત એ દેશના પીડાતા ગરીબો માટે નાણાંની મોટી મદદ કરે છે.

ગરીબ બુઢા માણસો જેઓ ગુજરાન કરવાને અશકત હોય છે તેઓ ધર્મસ્થાનમાં જઈ રાત દિવસ ત્યાંજ રહી ગુજરાન કરે છે. આંધળાંઓ માટે પણ ધર્મખાતાં સ્થાપેલાં હોય છે. એ ધર્મ ખાતાંઓ પરમાંથી રૈયતે પોતા-

પોતામાં ઉઘરાણું કરી સ્થાપેલાં હોય છે. આખા વરસનો ખરચ પણ એ સોસાઇટી કરે છે.

ભીખારી ભીખ માંગતી વખતે દુકાનની અંદર જઇ ભીખ માગે છે. ભીખ ન મળે તો ત્યાંથી જતો રહેતો નથી. હાથમાં થાળી પકડી બામ્બુના કડકા કે બીજી વસ્તુ લઈ કાન બેહેરા થઇ જાય એટલા મોટા સાદે તે અફાડે છે. જ્યારે તેને એક સપાકો મળે ત્યારે ત્યાંથી ઉઠી બીજે ઠેકાણે જાય છે. ગમે એટલી મસ્તી તોફાન કરે તે છતાં દુકાનદાર તેને ધક્કો મારી બાહાર કાઢી શકતો નથી.

જેમ બીજા દેશોમાં વેપારીની તથા વિદ્વાનોની મંડળીઓ હોય છે તેમ એ દેશમાં ભિક્ષુકોની પણ મંડળી છે. એ મંડળીમાં ફી લઈ દાખલ કરવામાં આવે છે. મંડળીમાં એક પ્રમુખ હોય છે તે પણ ભીખારી હોય છે. જે ભીખારી એ મંડળીનો મેમબર થવા માગતો હોય તેને દેહેરામાં લઇ જઈ મંડળીના કાનુન મુજબ ચાલવાને સોગન આપે છે. એ ભિક્ષુક મંડળીના ધારા નીચે પ્રમાણે છે:—જુવાન ભીખારીઓએ વડા ભીખારીના કહ્યામાં રહેવું; દરેક જણે એક બીજાને ભાઈ તરીકે લેખવા; કોઇ મેમબર આડા ચાલે તે પોતા ઉપરજ નહીં પણ મંડળીના સર્વે મેમબરો ઉપર બદનામી લાવે, અને તેનું જોઈ બીજો પણ ધારા તોડે તેથી મંડળીની વ્યવસ્થામાં અડચણ નડે, તે માટે તેવા વાંકો થતા અટકાવવાને ખાતર દિવસમાં બે વાર દેહરામાં જઇ અગરબતી તથા લુબાન બાળી પૂજા કરવી. ૨. મેમબરોએ સંપસંપીને ચાલવું, કજીયા કરશે તેને બાંધી માર મારવામાં આવશે. ૩. જ્યારે કોઈ ગૃહસ્થને ત્યાં લગ્ન હોય ત્યારે ભિક્ષુક મંડળીના કોઈ પણ મેમબરે ત્યાં જઈ ભિક્ષા માંગી લાવવી. ભિક્ષા લઈ તે ધણીને મંડળીના નામનો છાપ આપી આવવો જેથી

એજ મંડળીના બીજા ભિખારીઓ તે ધણીને ભિખ માટે કંટાળો ન આપે. (એ મંડળીનો બીજો ભિખારી ત્યાં ભિખ માગવા જાય એટલે તેને પેલા છાપ દેખાડે છે જેથી તે મુંગો મુગો ત્યાંથી જતો રહે છે.) ૪. મેમબરોએ ચોરી કે લૂટનો ધંધો કરવો નહીં, વાંક કરે તેને સો ફટકા બાંધી મારવા. ૫. દુકાનો ઉપર વેચવા મૂકેલી વસ્તુઓને હાથ લગાડે તેને ચાલીશ ફટકા બાંધી મારવા. ૬. બાહાર ગામથી ભિખારી આવે તેને એ મંડળીના મકાનમાં ચાર દિવસ ઉતારો આપવો. ૭. કોઈ પણ મેમબર કાયદાથી ઉલટો ચાલે તેને કાઢી મૂકવામાં આવશે. ૮. કોઈ પણ મેમબરે દેવું કર્યું હોય તે બરાબર અદા કરવું, નહીં તો મંડળીમાંથી કાઢી મૂકવામાં આવશે. ૯. કોઇ મેમબર મરણ પામે તો તેને મંડળીના ફંડમાંથી ખરચ કરી ભુમીદાહ કરવો.

ગામના વેપારીઓ પોત પોતામાં ઉધરાણું કરી ત્રણમાં બે દિવસ એ મંડળીના મેમબરોને ખાણું આપે છે. એમ ખાણું આપ્યાથી દુકાનદારો ભિખારીઓના ઉપદ્રવથી ઘણા મોકળા રહે છે.

---

## રમત ગમત.

ચીનાઓમાં ઘણી જાતની રમતો છે. એ લોકોમાં મુખ્ય રમત પતંગ ચકાવવાની છે. એ લોકોના પતંગ જાત જાતની આકૃતિના હોય છે. એવી આકૃતિના પતંગ આપણા મુલકમાં જોવામાં આવતા નથી. કેટલાક પતંગને વીશ પચીશ વાર લાંબી પૂછડી બાંધેલી હોય છે. કેટલાક પતંગને બાજપક્ષીની ચીબોની પોકળ ગોળ આકૃતિઓ કરી

બાંધે છે એટલે તેમાંથી પતંગ ઉડતી વખતે દુર સંભળાય એવા તીણા સાદ નીકળે છે.

બીજી રમત "શટળ કૉક" ની છે. બુચના જેવા હલકા લાકડાના ગોળ ટુકડામાં પક્ષીના પીછાં ખોશી શટળ કોક બનાવે છે. પાંચ સાત ચીના ગોળ કુંડાળામાં ઊભા રહી દરેક જણ પોતાની લાટથી તે શટળ કોકને ઊંચે ફેંકે છે, નીચે પડવા દેતા નથી. જેની આગળ શટળ કોક આવે તે પોતાની લાટથી ઊંચે ફેંકે છે. રમનારાઓ જોડા પેહેરી રમે છે. એ રમત જોવાથી બહુ રમુજ મળે છે. હમેશના રમનારથી એ રમત સેહેલાઇથી રમાય છે. નવા રમનાર રમતી વખતે વારે વારે પડી જાય છે. એ રમત આપણા મુલકમાં દાખલ થાય તો આપણા જુવાનીઆઓને એક નવી કસરત કરવાની મળે.

ચીનાઓને નાટક જોવાનો ઘણો શોખ હોય છે. દરેક શેહેરમાં ઘણી નાટકશાળા સ્થાપેલી હોય છે. જેમ આપણી નાટકશાળામાં ત્રણ ચાર કલાક સુધી નાટક ભજી બતાવે છે તેમ ચીનાઇ નાટકશાળામાં ત્રણ ચાર કલાક નહીં પણ દશ બાર કલાક સુધી ખેલ કરે છે. કેટલાક શ્રીમંતો પોતાને ખરચે મોટા દેહેરાંઓ આગળ નાટક કરાવે છે. એ નાટકમાં સઘળાઓને મફત જોવા જવાની છૂટ છે. મોટા માલદારીઓ તથા મોટા લોકો પોતાના મકાનમાં નાટકીઓને બોલાવી નાટક કરાવે છે. એ નાટક જોવા તેમના ઓળખીતા આવે છે. જેમ આપણી નાટકશાળામાં કોઇ નાટકી સારો ભાગ બજાવે તેને તાળી મારી શાબાશી આપે છે તેમ એ નાટકમાં જોનારાઓ માત્ર તાળી મારી પોતાની ખુશાળી જાહેર નથી કરતા પણ ગજવામાંથી નાટક કરનારને બખશી આપી રાજી કરે છે. જ્યારે જ્યારે બાહારના જોનારા નાટકીને બખશી આપે

ત્યારે ઘર ધણીએ પણ ખમશા આપવાજ જોઇએ. જો નહીં આપે તો પરોણાને અપમાન થયલું ગણાય.

જેમ આપણા મુળકના શેહીઆઓ વાડી વંતરે તથા ફલખોમાં રમત ગમતો માટે જાય છે તેમ ચીનાઓ જતા નથી પણ મોજીલા ચીનાઓ નદીઓમાં "ફલાવરી બોટો" હોય છે તેમાં દોસ્તદારો સાથે ખાવા પીવા જાય છે. ત્યાં વેશ્યાઓ પાસે નૃત્ય કરાવે છે. એ બોટોમાં દર રોજ રાતે રોશની થાય છે. એવી મોજ મારવામાં કેટલાક ચીના એક રાતમાં સો ઉપર ડાલર ખરચી નાંખે છે. એ ફલાવરી બોટો નદીમાં તરતાં ઘરો બાંધેલાં હોય તેવી દેખાય છે.

---

## જુવો.

જુવાની રમત ચીનાઓમાં જાણે બાપદાદાથી ઉતરી આવેલી હોય એમ લાગે છે. દરેક શેહેરમાં સંખ્યા બંધ જુવાખાનાં નજરે પડે છે. જુગારરમવાની સરકારની સખત મના છતાં વગર ધાસ્તીએ એ રમત સર્વે જણ રમે છે કારણ કે સરકારી અમલદારોને જુગારખાનાવાળા પોતાની કમાઇમાંથી હકસાઇ આપે છે.

મરદો તથા ઓરતો એ બુરી રમત રમે છે એટલુંજ નહીં પણ છ સાત વરસના છોકરાં પણ એ રમતના શોખીન હોય છે. મોહોલાઓમાં બચ્ચાંઓને ખાવાની વસ્તુ વેચવા ફેરિયાઓ ફરે છે. છોકરાં તે ફેરિયા પાસે ખાવાનું લેવા જાય છે. પૈસા આપી તે ચીજ લેતાં નથી. પણ ફેરિયા પાસે એક પ્યાલામાં રમવાના પાસા તૈયાર હોય છે તે લઈ પેલું બચ્ચું પાંચ છ વખત ફેંકે છે. બચ્ચું જીતે છે તો પૈસા આપ્યા વગર ખાવાની ચીજ ઊંચકી લઈ

ઘરમાં જાય છે. પણ તે હારી જાય તો તે ચીજ લેવા વગર પૈસા મુકી ચાલતી પકડે છે. એ પ્રમાણે ઘણી ચીજો વેચાય છે.

બીજો જુગાર સોરતીની ટીકિટનો છે. ઘણી જાતની સોરતીઓ નીકળે છે. તેમાં વાઈસીંગની સોરતીનો ચીનાઓ ઘણો લાભ લે છે કારણ કે એ સોરતી કાઢનારા સરકારને દર ત્રણ વરસે છ લાખ ડાલર આપે છે.

બીજી સોરતી મનીલા ગામમાં નીકળે છે. એ ગામ ચીનાઈ દરીઆમાં ફીલીપાઈનના ટાપુમાં આવેલું છે. એ ટાપુ ઉપર સ્પેન દેશની સરકાર રાજ્ય કરે છે. એ સોરતી સરકારના આસરા તળે દર મહિને નીકળે છે. એ સોરતીની ટીકિટની કીમત છ ડાલર છે. આખી ટીકિટના દશ ભાગ કરેલા હોય છે. જેમાંનો એક ભાગ પણ છુટો મળી શકે છે. એ સોરતીનાં ઈનામ પણ મોટાં છે. તેમાં પેહેલું ઇનામ ચાલીશ હજાર ઉપર ડાલરનું છે, બીજા હલકાં ઈનામો વીશ હજાર, દશ હજાર, પાંચ હજાર ડાલરોનાં છે. એ સોરતીની ટીકિટ ખરીદવા ચીનાઓ ઘણું નાણું ખરચે છે કારણ કે આજ સુધી એ સોરતીમાં કશી જાતની લુચ્ચાઈ માલમ પડી નથી. ચીનમાં ઘણા ફોરેનરો પણ એ સોરતીની ટીકિટો ખરીદે છે. તેમાં ઘણા જણ એનો મોટો લાભ મેળવવાને નસીબવાન થયા છે.

---

## વૈદક.

જેમ આપણા દેશમાં હકીમો વૈદ્યનો ધંધો ચલાવે છે તેમ ચીનાઓમાં એ ધંધો ચાલે છે. ચીના વૈદ્ય અંગ્રેજી દવા વાપરતા નથી. માત્ર જડી બુટ્ટીની દવા વાપરે છે. આપણા વૈદ્યોની માફક દરદીના હાથની નાડી જોઈ

દવા આપે છે. આપણા મૂલકના કેટલાક લોકો સંધરા મૂકાવે છે તેમ ચીનાઓ સંધરા નથી મૂકાવતા પણ ગરમીના દિવસમાં ઘણા ચીનાઓ પોતાનાં અંગના ચોકસ ભાગ (હડપચી, નાક, કપાળ, કે ખભાં) કાંઇ વસ્તુથી ખુબ ઘશી કાઢે છે, જેથી તે જગા પર રાતા ડામ પડી રહે છે. એમ કર્યાથી શરીરની ગરમી ઓછી થાય છે એમ એ લોકો માને છે.

શ્રીમંતો વૈદને વરસાણ આપી રાખે છે. તેની સાથે એવી બોલી કરેલી હોય છે જે જ્યાંસુધી વરસાણ આપનાર સારી તનદુરસ્તીમાં હોય ત્યાં સુધી વૈદને વરસાણ મળ્યા કરે પણ જેટલા દિવસ તે માંદો રહે તેટલા દિવસ સુધી તેને લવાજમ નહીં મળે.

એ લોકો એટલા વેહેમી છે જે ઘરમાં કોઇ માંદું પડે ત્યારે તેની દવા કરવાને બદલે ઘરમાં પૂજારીઓને બોલાવી તે દરદી આગળ ભણતર ભણાવે છે. એ લોકો એમ માને છે જે માણસ દેવની મરજી વગર માંદો પડે નહીં તેથી તેની દવા દારૂ કર્યાથી ઉલટો દેવ વધારે ગુસ્સે ભરાય; પણ એવા ઉપાય કરવાથી ઘણી વખત બચારા દરદીઓ વગર દવાએ દેવના દર્શન કરવા પેલી દુન્યામાં ચાલી જાય છે.

વળી એ લોકો એટલા વેહેમી તથા પોતાના અસલી રીવાજ પ્રમાણે ચાલનારા છે જે ચીના વૈદની દવાથી દરદી સારો ન થાય ને તેને યુરોપીઅન ડાકટરની દવા લેવા કહી હોય તો તેની દવા લેવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે. હાલમાં કેટલાક ગરીબ લોકો યુરોપીઅન મીશનરીઓએ સ્થાપેલી ધર્મની ઇસ્પીટાલોનો લાભ લેવા લાગા છે.

ચીનાઓમાં શીતલા મૂકાવવાનો ચાલ છે. આપણા મૂલકમાં જે પ્રમાણે બચ્ચાંને શીતલા મૂકે છે તેમ તેઓ

નથી મૂકતા; તેઓ શીતળાવાળા દરદીની રસીમાં લૂગડાનો કાકડો બોળી બચ્ચાંના નાકના બન્ને નસકોરાંમાં ફેરવે છે. કેટલાક લોકો શીતલાના દરદીનાં લૂગડાં બચ્ચાંને પેહેરાવે છે અને કેટલાક લોક બાજુપર છરીથી કાપ પાડી અંદર રસી પૂરે છે.

ચીનમાં મોટાં શેહેરોમાં રક્તપિત્તયા માટે મોટાં આશ્રમસ્થાન બાંધેલાં છે. એ દરદીઓને સરકાર તરફથી આસરો મળે છે. એ આશ્રમસ્થાનમાં ભાયડા, બાયડી તથા છોકરાંને રાખવામાં આવે છે. એ મકાન શેહેરની વસ્તીથી દૂર રાખેલાં હોય છે; એની આસપાસ ઉંચી દીવાલ બાંધેલી હોય છે. એ મકાન એટલાં મોટાં હોય છે જે તેમાં સઘળી જોઇતી ચીજોની દુકાનો માંડલી હોય છે. તેમાં છોકરાંઓ માટે નિશાળ હોય છે. દુકાનદારો તથા મેહેતાજી રક્તપિત્તયાજ હોય છે. જે બાયડીનો ધણી રક્તપિત્તયો હોય અને તેને પોતાના વર સાથે રહેવાની મરજી હોય તો તેને સાથે રહેવા દે છે. એ મકાનમાં બે જાતના રક્તપિત્તયાઓને આસરો આપવામાં આવે છે. જેને સૂકો રક્તપિત્ત હોય તેને તથા જેને તાજો એટલે જેના શરીરમાંથી રસી ઝરતી હોય અને માંસ દેખાતું હોય તેને એક બીજાથી જુદા રાખવામાં આવે છે. સઘળા દરદી ઉપર એક મૂખીને ઠેરવેલો હોય છે, તે પણ રક્તપિત્તયો હોય છે. સઘળા દરદીઓ એ મુખીને તાબે રહે છે. જેટલા દરદી એ મકાનમાં મરી જાય તેનો રીપોર્ટ માદરીને એ મૂખી કરે છે.

ચીનાઓમાં એવો રીવાજ તથા વેહેમ છે જે જેને એ રોગ લાગુ પડે તેણે એ મકાનનો આસરો લેવોજ જોઇએ. ત્યાં રહ્યા પછી થોડી મુદતમાં તે પાછો જાય તો કાંઇ હરકત નથી. એ મકાનમાં દાખલ થતી વખતે સર્વે

પાસેથી ફી લેવામાં આવે છે. જે દરદી ગરીબ હોય તેની ફી મોહોલાવાળા આપે છે.

રક્તપિત્ત થવાનું કારણ એક જાતના ઝીના જીવજંતુ છે એમ એ લોકો માને છે. એ કારણથી જ્યારે એ રોગ મોહોલાના કોઇ માણસને લાગુ પડે છે ત્યારે એ લોકો ઘણા બીહે છે. તે દરદીને રક્તપિત્ત આશ્રમ સ્થાનમાં જવાને ફરજ પાડે છે. જ્યારે તેને મોહોલામાંથી લઇ જાય છે ત્યારે સઘળા લોકો પોતાના બારણાના બારસાખ પર એક જાતનો લીલો પાલો ટાંગે છે. એ પાલો ત્રણ દિવસ સુધી લટકાવી રાખે છે. એ પાલામાં એવો ગુણ છે જે. રક્તપિત્ત ઉપજાવનારાં જીવજંતુઓ ઘરોમાં દાખલ થઇ માણસોને પીડા ન કરતાં પાલા ઉપર જઈ બેસે છે. દરદી એ રક્તપિત્તસ્થાનનો થોડી મુદત સુધી આસરો લે છે પછી તેને તેના સગાંવાહાલાંને મળવા જવા દે છે. એ વખતે મોહોલાના લોકો તેની હાજરીથી સુગાતાં નથી. તેઓ એવું માને છે જે એક વખત રક્તપિત્ત આશ્રમ સ્થાનમાં જઈ આવેલા દરદીનો રોગ બીજા માણસોને ઉડતો નથી.

રક્તપિત્તયા જ્યારે મરણ પામે છે ત્યારે તેમને ભૂમીદાહ નથી કરતા પણ અગ્નિદાહ કરે છે. ગામના ખેડુતો વરસમાં બે વખત એ સ્થાનમાં રક્તપિત્તયાઓ માટે અનાજ મોકલે છે. દુકાનદારો તથા સરાફો વરસમાં એક વખત એ સ્થાનને નાણાની મદદ કરે છે. એ પ્રમાણે મદદ કરવાનું કારણ આટલુંજ જે એ દરદીઓ દુકાનોમાં તથા ઘરોમાં આવી તેમને કાયર ન કરે. આટલો બંદોબસ્ત છતાં ઘણા રક્તપિત્તયાઓ કનતાન શેહેરના મોહોલાઓમાં તથા નદીમાં નાના મછવામાં બેશી વગર ધાસ્તીએ ફરતા ફરે છે.

પાણીમાં બુડી ગયલા માણસને સજીવન કરવાની

એ લોકોની યુક્તિ અજાયબ જેવી છે. એક વેળા એક દશ વરશનો છોકરો કનતાનની નદીમાં પડી ગયો. તેને પા કલાક પછી બાહાર કાઢવામાં આવ્યો. તેને બાહાર કાઢયો ત્યારે તદન મરેલા જેવો લાગતો હતો. જરા પણ હાલતો ન હતો. તે છોકરાને એક માણસે પોતાની પીઠપર ઊંધો ઝુલતો નાંખી પોતાના બન્ને હાથે તે છોકરાના બેઉ પગ પકડ્યા અને આમ તેમ પંદર વીશ ફેરા જોરમાં દોડયો. પછી માટીના એક મોટા ઘડાના પેટ પર તે છોકરાને ઊંધો સુવાડયો; છોકરાનું મોઢું ઘડાના મોઢા સાથે લાગે એવી રીતે રાખ્યું હતું. છોકરો ઘડા પરથી સરી ન પડે તેથી ત્રણ માણસોએ તેને ઘડા સાથે ડાબી પકડયો હતો. તે ઘડાને છોકરા સાથેજ એક બાજુથી બીજી બાજુએ ફેરવ્યા કીધો. ત્યાર પછી ઘડાની અંદર થોડા ફટાકડા મુકી સળગાવ્યા. ફટાકડાના અવાજથી તથા તેમાંના દારૂના વાસથી છોકરો ગુંગળાઈ ગયો હોય તેમ અવાજ કાઢવા લાગો. સર્વે આગળ ઊભેલા લોકો તે છોકરાનો અવાજ સાંભળી ખુશીના પોકાર મારવા લાગા. છોકરો પછી થોડી મિનિટમાં તદન સજીવન થઈ બેઠો.

ગૃહસ્થ ઓરતો જ્યારે માદી પડે છે ત્યારે વૈદને ઘરમાં બોલાવે છે. પણ એ લોકોના રીવાજ મુજબ ઓરત પારકા મરદને પોતાનો ચેહેરો નહી દેખાડી શકે તેથી તે માદી ઓરત પોતાના ઓરડામાં પરડા પછવાડે બેસે છે ને વૈદની આગળ પોતાનો હાથ લાંબો કરે છે. વૈદ હાથની નાડી તપાસી તેણીને ઓસડ આપે છે. કોઈ વેળા સખત માદગીને લીધે વૈદને પોતાના દરદીનો ચેહેરો જોવાની જરૂર જણાય છે તે છતાં તેને ચેહેરો દેખાડવામાં આવતો નથી અને એવા બાપદાદાના રીવાજને વળગી રહ્યાથી કેટલીક ઓરતોના જીવ પણ જતા રહે છે.

---

## ખોરાક.

ચીન દેશની બોહોળી વસ્તીના ગુજરાન માટે ખાધ ખોરાકનો મોટો જથો જોઇએ. એ લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. વસ્તીનો મોટો ભાગ અનાજ પકવવામાં રોકાયલો છે. ચીન દેશમાંથી જતી તથા દેશમાં આવતી દરેક જણસ પર સરકાર ભારે જકાત લે છે; પણ દેશાવરથી અનાજ આવે છે તેની ઉપર સરકાર જકાત લેતી નથી. દેશમાંથી અનાજ બાહાર ગાંમ મોકલવાની મનાઈ છે. એ લોકો આપણા મુલકના લોકો માફક રોટલી ખાતા નથી. દિવસમાં બધી વેળા ચોખા રાંધી ખાય છે જેમ અનાજ મોટા જથામાં પકવે છે તેમજ બીજી ખાવાની જણસો પણ મોટા જથામાં ઉત્પન્ન કરે છે.

માછલીનો એ લોકોમાં બહુ મોટો ખપ છે. ચૌટામાં ઘણી ખરી માછલી જીવતી વેચાય છે. સઘળી માછલી નદીમાંથી કે દરીઆમાંથી પકડવામાં આવતી નથી. ગામડાંઓમાં માછલી ઉછેરવા માટે મોટા તળાવો બાંધેલા હોય છે. એ તળાવોમાં માછલીને ચોકસ જાતનો પાલો તથા કાંઈ ખાવાની ચીજ નાંખે છે, તેથી થોડા વખતમાં માછલી ઉછરીને મોટી થઈ આવે છે. એ માછલી આપણા ગામની બોઇ માછલીને મળતી હોય છે; પણ કદમાં વધારે મોટી હોય છે. સવાદે ફીકી હોય છે. એ તળાવમાં પકવેલી માછલીનો મોટો જથો દર રોજ સહવારના કનતાન શેહેરમાંથી હોંગકોંગમાં મોકલવામાં આવે છે. દર રોજ ઓછામાં ઓછી ૩૦૦૦૦ રતલ માછલી હોંગકોંગ ચઢે છે. હોંગકોંગના લોકોનો ખાધ ખોરાકીનો મુખ્ય આધાર કનતાન શેહેર ઉપર રહેલો છે.

બતકાં તથા મરઘાંનો ખપ જેટલો ચીનાઓમાં છે

તેટલો બીજી કોઇ પ્રજામાં નહી હશે. જેમ આપણા બજારમાં બકરાંનું માંશ છૂટક વેચાય છે તેમ ચીનમાં બતકના છૂટા છૂટા કટકા વેચાય છે. જેને જે ભાગ જોઇએ તે મળે છે. એ કટકા જોખીને આપે છે. જીવતી મરઘી કે બતક પણ જોખીનેજ આપે છે. ખાધ ખોરાકની સર્વે વસ્તુ જેવીકે સઘળી જાતની તરકારી, ફળ, માંશ, માછલી વગેરે જોખીને આપે છે. તેમજ રેશમ તથા રેશમી કાપડ પણ જોખપરજ વેચાય છે. ચીનમાં ચાલતાં નાણાં (ડાલર) પણ જોખીનેજ આપ લે કરે છે. મરઘાં તથા બતકાં ઉછેરવાની એ લોકોની સેહેલી યુક્તિને લીધે એનો પાક ઘણો થાય છે. જેમ આપણા મૂલકમાં જુદા જુદા રંગનાં પીછાની મરઘી મળે છે તેમ જુદા જુદા રંગનાં પીછાની મરઘી ચીનમાં મળતી નથી પણ ઘણી ખરી સઘળી મરઘી ભૂરા રંગનાં પીછાંની હોય છે. ચીન દેશની મરઘી આપણા દેશની મરઘી જેવી ખાધામાં સ્વાદિષ્ટ નથી.

ચીનાઓમાં ઇંડાંનો પણ ઓહોળો ખપ છે. કોહેલાં ઇંડાં ખાવાને ચીનાઓને બહુ શોખ છે. ઇંડાં વેચનારા ઇંડાંને કેટલાક દિવસ સુધી માટી તથા બીજી મેળવણી લગાડી રાખી મૂકે છે એટલે ઇંડાં જલડી કોહી જાય છે. અંદરેની દાળ તથા સફેતી એક રસ થઈ તદન કાળા રંગનો ગોળો બંધાય છે. એવાં કોહેલાં ઇંડાંને બાફી એ લોકો ખાવામાં લે છે.

ડુકરનું માંશ વધારે ખપે છે; બકરાં ઍઢા તથા ગાયનાં માંશનો ઓછો ખપ નથી. જે ઢોર ખેતીને કામે લાગતાં હોય તેને કાપવાની સરકારની સખત મનાઈ છે. પણ લાંચ્યા માદરીઓ એ ઢોરખી કાપવા દે છે. ચીનાઓમાં દુધનો ખપ ન હોવાથી ગાંય તથા ભેંસ ઓછી છે નહીં.

વસ્તી બહુ મોટી તથા ગરીબાઈ ઘણી તેથી ચી-

નાઓ કોઈબી ચીજ ખાવાને બાકી રાખતા નથી. એ લોકો જે ચીજ બીજા દેશના લોકો ખાય છે તેનો તો ઉપયોગ કરે છે પણ કુતરાં, બીલાડાં, સાપ, વાઘ, દેડકા, ગરોળી, ઉંદર, કસારી, કીડા, ઘુવડ, ખલીર વગેરે ખાય છે.

કુતરાનું માંશ દુકાનપર તો વેચાય છે ખરૂં પણ કેટલાક કસાઈ કુતરાનું માંશ ટોપમાં મૂકી મોહોલે મોહોલે "કુતરાનું માંસ લેવાના" "કુતરાનું માંશ લેવાના" કરી બુમ મારતા ફરે છે. બીલાડીનું માંશ દુકાનપરજ વેચાય છે. જીવતી બીલાડી તથા નાના કુતરાં ઘર આગળ વેચાવા આવે છે. જેને જોઈએ તે વેચાતાં લઈ ઘરમાં કાપી ખાય છે. જો કુરકુરીઆં નાંનાં હોય તો તેમને ઘરમાં પાળી મોટાં કરી પછી કાપી ખાય છે. બીલાડી તથા કુતરાંને જેમ બકરાંને કાપે છે તેમ કાપતા નથી પણ તેમને પાણીના ટપમાં બુડાડી મારી નાંખે છે.

ચીનાઓ સર્વે જણસો. ઘણીજ બારીક કાપી રાંધી ખાય છે. હાથે ખાતા નથી પણ જમણા હાથનાં આંગળાં વચ્ચે લાકડાની બે સોટીઓ ઝાલી તે વડે ખાય છે. ભાત સોટીએ ખાતા નથી પણ મોટા પ્યાલામાં તે મૂકે છે. પ્યાલાને ડાબા હાથમાં પકડી મોઢા આગળ ધરે છે પછી સોટીઓથી તે ભાત મોંમાં ઠાલવી દે છે. જેમ આપણા લોકો ભાત સાથે દાળ ખાય છે તેમ એ લોકો દાળ ખાતા નથી. દાળ ખાવાનો રીવાજ નથી. ગરીબ માણસો તથા બેટોમાં ઘરબાર મુકી રહેલાંઓ ઘરમાં ન રાંધતાં વીસીઓમાં જઈ ખાઈ આવે છે. એવી વીસીઓ મોહોલે મોહોલે હોય છે. ત્યાં જ્યારે જોઈએ ત્યારે ખાવાનું તૈયાર મળે છે. કેટલાક રસોઈયા રાંધેલું તૈયાર લઈ રસ્તે રસ્તે ફરતા ફરે છે.

ચીનાઓ જેમ તાજી તરકારી ખાય છે તેમ વાસી તથા કોહેલી પણ વધારે ખાય છે. એક જાતની બાજી

આવે છે તેને ઘણા દિવસ સુધી પાણીમાં નાંખી કોહોવા-ડે છે. પછી તે સૂકવી ખાય છે. એ કોહેલી ભાજીમાંથી એટલો બદબો નીકળે છે જે આપણાથી તેની આગળ ઊભા પણ ન રહેવાય.

ચીનાઓ બીલકુલ પાણી પીતા નથી પણ તેને બદલે વારે ઘડીએ ચાહ પીએ છે. ચાહાનો ઉકાળો તૈયાર રાખેલો હોય છે તેમાંથી જ્યારે જોઇએ ત્યારે નાની પ્યાલી ભરી પીએ છે. કોઈ માણસ મુલાકાતે આવે તેને ચાહા પીવાને આપે છે. ચીનાઓ ચાહ મોળીજ પીએ છે.

ચીનાઓ પાન સોપારીનો પણ ઉપયોગ કરે છે. પણ આપણા દેશના લોકો પાનસોપારી ખાય છે એટલી એ લોકો ખાતા નથી.

ચીનાઓ દારૂ પણ ઘણો પીએ છે. એ દારૂ આપણા મુલકમાં પીવાતા દારૂ જેટલો નુકસાન કારક નથી. એ લોકો શેરડીનો તથા ચોખાનો દારૂ બનાવે છે. ચોખાને છડી કેટલાક દિવસ સુધી ભીંજવી રાખે છે. જ્યારે તે કોહે છે ત્યારે જેમ મવરાનો દારૂ ગાળે છે તેમ તેનો દારૂ ગાળે છે. મોટા ખાનાપર તથા થંડીના દિવસપર ગરમ કરેલો દારૂ પીએ છે.

જ્યારે બાહારના પરોણાને ઘરમાં જમવા બોલાવવાના હોય ત્યારે તેમની ઉપર એક કાર્ડ મોકલે છે; તેની ઉપર "દારૂ પીવાનું ઈજન" કરી લખે છે.

ચીના માછી આપણા દેશના માછી માફક જાળથી માછલી પકડે છે. પણ કેટલાક માછી કોરમોરેન્ટ નામના પક્ષીની મદદથી માછલી પકડે છે. એ પક્ષી હંસના જેવા ઘાટનું હોય છે. એક માછી બે ત્રણ કોરમોરેન્ટ સાથે રાખી માછલી મારવા જાય છે. બામ્બુનો તરાપો બનાવી તેની

ઉપર બેસે છે. નદીની અધવચમાં જઈ પેલા કોરમોરેન્ટને પાણીમાં ડુપકી મારવા કહે છે એટલે તે તરત પાણીમાં ડુપકી મારી માછલી ચાંચમાં પકડી ઉપર લાવે છે. ચાંચમાંથી તરત તેનો ધણી માછલી કાઢી લે છે. કેટલીક વખત તે પક્ષી માછલી ઉપર લાવ્યા પછી તે ગળી જવાની કોશેશ કરે છે. પણ તેનાથી તે માછલી ગળાતી નથી, કારણ કે માછી આગળથી જાણીનેજ તે પક્ષીની લાંબી ડોકમાં એક લોઢાની કળી પોઈ રાખે છે એટલે તે માછલી ખાઈ શકતું નથી. જ્યારે પાણીમાંથી માછલી પકડી લાવે છે ત્યારે માછી તેને ખુશી રાખવા કાંઈ ખાવાની ચીજ તેની ચાંચમાં મૂકે છે.

ચીનાઓ કૌવત લાવવા માટે બગલાં, ઘુવડ તથા ગરોળી રાંધી ખાય છે. જેમને ગુમડાં તથા ગાંઠ થયાં હોય તેઓ કાચબા ખાય છે. જેમના વાળ ખરી જતા હોય તેઓ ઉંદરનો સેરવો કરી પીએ છે.

એ લોકો બામ્બુના પીલા ઘણા ખાધામાં લે છે; તળાવમાં કમળ કાકડીના છોડ થાય છે, તેના કંદ કાદવમાં ઘણા મોટા થાય છે. ચીનાઓ એ કંદ બહુ ખાય છે. એ કંદ સૂકવી તેને ખાંડી લોટ બનાવે છે જેને ભેસાંનો આંટો કરી કહે છે. એ ખાધામાં ઘણો થંડો છે.

એક જાતના પક્ષીના માળા એ લોકો ઘણા ખુશીથી ખાય છે. એ ભોજન શ્રીમંતોની ટેબલ પરજ જોવામાં આવે છે. એ માળા ઘણા મોઘા મળે છે. કારણ કે એ મેળવવા માટે અતિશ્ય શ્રમ પડે છે. સુમાત્રા, જાવા, બોનીઓ અને સુલુના બેટોમાં એ માળા મળે છે. પાહાડોની અંધારી ઉંડાણ ખીણોમાં ચોક્સ જાતના પક્ષી એ માળા બાંધે છે. શક્તિ લાવવા માટે પણું એ માળા ખાય છે.

ચીનાઓમાં બાપડા, બાપડી તથા છોકરાં તંબાકુને

બીડીમાં અથવા હુકામાં નાંખી પીએ છે. જેમ આપણા મૂલકના લોકો હુકામાં તંબાકુ નાંખી દેવતા મૂકી પીએ છે તેમ એ લોકો નથી પીતા. પણ હુકામાં તંબાકુ મૂકવા પાતળી નાની નળી હોય છે. એ નળીમાં તંબાકુ નાંખે છે. એ તંબાકુ ઘણોજ બારીક કાપેલો હોય છે, એવો બારીક તંબાકુ આપણા દેશમાં જોવામાં આવતો નથી. તંબાકુના ઘણાં પાતરાંને એકઠાં મજબુત બાંધે છે. પછી જેમ લાકડાને સુથાર રંદાથી ઓખવે છે તેમ તે મજબુત બાંધેલા તંબાકુને રંદાથી બારીક ઓખવી કાઢે છે. તંબાકુ હુકાની નળીમાં મૂકી કાગળની લાંબી બીડી બનાવેલી હોય છે તે સળગાવી તેનાથી તે સળગાવે છે. પછી હુકો મોંમાં ઘાલી પીએ છે. હુકો મોંમાં ઘાલ્યો કે કાગળની બીડી ઓળવી નાંખે છે. તંબાકુ બપી જાય એટલે જરા બીજો તંબાકુ નળીમાં ભરી પેલી બીડીથી પાછો સળગાવી પીએ છે, બીડી વારેઘડીએ સળગાવવી પડતી નથી. એક વખત સળગેલી બીડીને ફુક મારે છે એટલે તે ઉપર બળતું થાય છે. એ બીડી એક ફુટ જેટલી લાંબી બનાવેલી હોય છે. એક માણસ હુકો પીતી વખતે પાંચ સાત વખત તંબાકુ પીએ છે.

ચીનાઓમાં અફીણનો વપરાસ દીનપરદીન વધતોજ જાય છે. ગરીબ માણસોમાં પણ એનો ખપ બહુ જાગ્યો છે. જે વખતે ચીનમાં હિંદુસ્થાનથી પેહેલું અફીણ દાખલ થયું તે વખતે માત્ર માદરીઓજ તેનો ઉપયોગ કરતા હતા, એવું સમજીને જે કામ કાજમાં તથા મોજમજામાં ઉત્તેજન મળે. એ માદરીઓના મકાને જેઓ મળવા જતા તેમને અફીણ પીવા આપવાનો રીવાજ પડયો. ત્યાર પછી અમીર ઉમરાવોમાં એનો ખપ ઉઠયો. છેલ્લે એ બુરા લખ સર્વે લોકોમાં ફસાર્યો. બાદશાહે અફીણ નહીં

વાપરવા માટે સખત ઈલાજ રચ્યા; મોતની પણ સજા ફ-રમાવી પણ માદરીઓને અફીણ વેચનારાઓ મોટી મોટી લાંચ આપે એટલે બાદશાહનો હુકમ કોણ માન્ય કરે? માદરીઓની છુપી પરવાનગીથી ખેડુતો દેશમાં અફીણ ઉ-ગારવા લાગા. હાલમાં દેશના મોટા ભાગમાં અફીણ ઉ-ગારવામાં આવે છે. એ કારણથી દર વરસે ઈરાન તથા હિં-દુસ્થાનના અફીણનો ખપ ઓછો થતો જાય છે. સરકારને અફીણની જકાતમાંથી મોટી આવક થાય છે.

અફીણ પીનારા ઘણા ખરા તવાયલા, કમજોર અને ઉંઘણસી દેખાય છે. તેઓ કામકાજ કરવાને અશક્ત હોય છે. જેને એનું વ્યસન લાગું હોય તેનાથી એ છોડી દેવાતું નથી. છોડી દે છે તો જીવને જોખમ થાય છે. જે માણસ વધારે અફીણ પીએ છે તેનો ચૌદ પંદર વરસમાં છેડો આવે છે.

ગરીબ માણસો અફીણખાનામાં જઈ અફીણ પી આવે છે. નવો અફીણ પીનાર આખે દિવસે એક ઔં-ન્સનો સોમો ભાગ પીએ છે. પણ રોજના પીનારને એક ઔંન્સનો ત્રીજો ભાગ દરરોજ જોઈએ છે. જેવી હાલત-માં અફીણ હિંદુસ્થાનથી જાય છે તેવી હાલતમાં તેને વા-પરવામાં લેતા નથી. તેને પાણી સાથે ઉકાળી ગોળના જેવું નરમ કરે છે. પછી તેને વપરાસમાં લે છે.

અફીણ પીનારા બેશીને પીતા નથી પણ સુઇને પીએ છે. લાકડાની કે બામ્બુની નળી વડે અફીણ પીએ છે. એ નળીની વચ્ચે ધાતુની નાની પ્યાલી જડેલી હોય છે. અ-ફીણ પીનારો અફીણ પીવાનો હોય છે ત્યારે પથારી ઉપર ડાબી બાજુએ કોર કરી સુએ છે. આગળ ધીમો દીવો બળતો રાખે છે. લોઢાની સળીએ દાબડીમાંથી જરા અફીણ કાઢી દીવાપર ફેરવી ફેરવી તેને ઘણું નરમ કરે છે. પછી પેલી અફીણની નળીની પ્યાલીમાં તે મુકે છે. નળી મોઢા-

માં લઈ અફીણને દીવાની ઝાળ લગાડે છે ને તેનો ધુપ મોંમાં લે છે. એ પ્રમાણે એકી વખતે પાંચ સાત વખત જરા જરા અફીણ પીએ છે. અફીણ પીધા પછી લાંબો વખત સુધી ત્યાંજ ઊંઘાઈ રહે છે.

અફીણ પીનારાઓને કશું કામ કાજ સુઝ પડતું નથી. પૈસે ટકે ખુવાર થાય છે. ઘરબાર, જમીન વગેરે વેચી નાંખે છે. જ્યારે પાસે તદન પૈસા ખુટી જાય છે ત્યારે પોતાનાં બૈરી છોકરાં વેચી નાંખે છે. છેલ્લે ચોરી તથા લૂટનો ધંધો કરે છે. અફીણ પીધાથી કશો લાભ એ લોકોને થતો નથી; ઉલટા નબળી હાલતે આવે છે તથા બાપદાદાનો ધંધો છોડતા જાય છે.

ચીનાઓ સર્વે ચીજ ખાય છે ખરા પણ એવું કહે છે જે કેટલાક જંગલી લોકો મનુષ્યનું માંશ ખાય છે. એ લોકો લડાઇમાં પકડાયલા બંદીવાનને કાપી તેનો દિલ ગુરદો તથા કાળજું કાઢી રાંધી ખાય છે. એ ચીજ ખાધાથી લડવાનું શૂર બહુ ચઢે છે. કેટલીક વખતે એ જંગલી લોકો કીનો લેવા ખાતર કોઈ સાથે લડે છે. જે હારે છે તેના પર વેર બરાબર લેવા તેનું કાળજુ તથા ગુરદો કાપી ખાય છે.

---

## જોવાલાયક ચીજ.

જેમ આપણા મૂલકમાં તથા બીજા દેશોમાં ઘણી જોવાલાય ચીજો છે તેમ ચીન દેશમાં વખાણવા લાયક ચીજો નથી. ચીન દેશના એક શેહેરની રચના જોઇ એટલે તેના સર્વે શેહેરની રચના જોવા બરાબર છે. એ દેશમાં મૂખ્ય વખાણવા લાયક એક મોટી દીવાળ છે, જે

ઇ. સ. પૂ. ૨૧૩ માં બાંધવામાં આવી હતી. તે પણ હાલ ઘણે ઠેકાણેથી પડી ભાગી છે.

કનતાન શેહેરમાં ત્રણ ઊંચા મિનારા બાંધેલા છે. તે નવ માળ જેટલા ઊંચા છે. ઇ. સ. ની નવમી સદીમાં તે બાંધવામાં આવ્યા હતા. એ મિનારા હોંગકોંગથી કનતાન જતાં રસ્તામાં નજરે પડે છે. એ મિનારા લાંબા વખતના બાંધેલા છે તે છતાં હમણાં પણ નવા જેવા દેખાય છે. હાલમાં તેમની દેખરેખ ન હોવાથી આસપાસ ઘાસ તથા ઝાડી ઉગી છે, જેથી તેઓનો દેખાવ ઢંકાઇ ગયો છે.

કનતાનમાં એક ઠેકાણે "સૉરો બાવર" (દલગીર મંડપ) છે. એ મકાનમાં જે લોકો હમેશાં ઘરનો બળાપો, દુઃખ તથા તહરે તહરેના સંકટ વેઠતા હોય તેઓ એકઠા થઇ બેસે છે, અને દરેક જણ પોતાના બળાપાની એક બીજા આગળ વાત કરી પોતાનો બળાપો સરખાવે છે ને તેથી પોતે મનમાં દીલાસો તથા ધીરજ ધરે છે, એવું સમજીને જે મારા કરતાં આ બાઇને વધારે સંતાપ છે.

કનતાન શેહેરમાં એક મસીદ છે; એ મસીદ આગળ કોઇ આરબે બંધાવેલી હતી. એ આરબ મહમદ પેગમબરનો ચેલો હતો. એ ઈ. સ. ૬૨૦ માં ચીન દેશમાં આવ્યો હતો. મસીદમાં આરબીક અક્ષરથી લખેલી તખ્તી મારેલી છે. તે ઉપર નીચે પ્રમાણે લખેલું છે. "એકજ ઇશ્વર છે, તેનો પેગમબર મહમદ છે." મસીદમાં દર શુકરવારે મહમદના ધર્મ વિશે કાજી વાયજી કરે છે. કનતાન શેહેરમાં ત્રણ હજાર મુસલમાન વસે છે.

બીજી જોવાલાયક જગાઓ એ લોકોના "ચાસ હાઉસો" છે. જેમાં દેવ દેવીની મૂર્ત્તિઓ બેસાડેલી છે. એક ચાસ હાઉસમાં તો પાન્સો મૂર્ત્તિ છે. એ સઘળાં ચાસ હાઉસો વખાણવા લાયક નથી.

## શોધ.

જ્યારે દુન્યાના બીજા દેશોના લોકો જંગલી અવસ્થામાં હતા તથા અર્ધનગ્ન ફરતા હતા તે વખતે ચીનાઓ સુધરેલી પ્રજા લેખાતી હતી. ચીનાઓએ પોતાના આગળા વિચારોને વળગી રહી આગળ વધારો ન કીધો અને જે પાછળ પડેલી જાત હતી તે હાલમાં હુનર, કળા, વિદ્યા તથા રાજનીતિમાં બહુ આગળ વધી ગઈ છે.

દુન્યામાં જે જાણવા જોગ ને અગત્યના શોધ થયા છે તે ચીન દેશમાંજ થયા છે. વાહણવટીનું હોકાયંત્ર ઈ. સ. ની બારમી સદીમાં પેહેલું ચીનમાં શોધી કાઢયું હતું.

લખવાની કળાનો શોધ ઈ. સ. પે. ૨૫૦૦ ની સદીમાં થયો હતો. કાગળ બનાવવાનો હુનર ઈ. સ. પે. ૧૫૧ માં જણાયો હતો. છાપવાની કળા એ દેશમાં ઈ. સ. ની દશમી સદીમાં પ્રગત થઈ હતી.

ચાહે બનાવવાનો હુનર ઈ. સ. ની ચોથી સદીમાં શરૂ થયો હતો. ઈ. સ. ૧૬૫૦ માં વલંદા લોકોએ પેહેલાં યૂરોપમાં ચાહે દાખલ કીધી હતી.

રમવાના પાનાનો શોધ ઈ. સ. ની ૧૨ મી સદીમાં થયો હતો.

ઈ. સ. ની દશમી સદીમાં ચીનાઈ માટીનાં વાસણ બનાવવાની કળા હાથ લાગી હતી. એ માટીનાં વાસણો દુન્યાના સર્વે ભાગોમાં મોટા જથામાં જાય છે. એ વાસણ બનાવવા માટે દશ લાખ કરતાં વધારે માણસો કામે લાગેલાં છે.

ઈ. સ. ની બારમી સદીમાં ચીન દેશમાં ચલણી નોટો ચાલતી હતી. પણ હાલ એ નોટો ચાલતી નથી.

તેના બદલામાં હોંગકોંગ શંઘાઈ બેન્કની તથા ચાર્ટર્ડ બેન્કની નોટો ચીના વેપારીઓમાં ચાલે છે.

રેશમ બનાવવાની કળા ઈ. સ. પૂ. ના કાળમાં હસ્તીમાં આવી હતી. તે વખતે ચીન દેશનું રેશમ બાબીલોન, નીનીવેહ વગેરે મૂલકોમાં જતું હતું. ઈ. સ. ની ૬ ઠી સદીમાં બે યુનાની સાધુઓ ચીન દેશમાંથી રેશમના કીડા છૂપી રીતે યુરોપમાં લઈ ગયા હતા. હાલમાં યુરોપ ખંડમાં જે રેશમના કીડા છે તે પ્રથમ લઈ ગયલા કીડાની ઓલાદના છે.

ચીન દેશમાં ઘણીખરી બધી ધાતુની ખાણો જણાયલી છે. એ ખાણો ખોદવાને સરકાર રજા આપતી નથી. સરકાર બીહે છે જે લોકો ખાણો ખોદવા માંડે તો તેઓ ખેતીનો ધંધો મૂકી દે જેથી દેશની બોહોળી વસ્તીને ખોરાક પૂરતો મળે નહીં.

રેશમને ઉપયોગમાં લેવાનો હુનર ઈ. સ. પે. ૨૭૦૦ ની સદીથી શરૂ થયો છે. જે ઓરતે એ હુનર શોધી કાઢયો હતો તેની આજ દીન સુધી વરસમાં એક વખત દેહેરામાં પૂજા કરવામાં આવે છે. જેમ બાદશાહ ખેતીને ઉત્તેજન આપવા દર વરસે દેહરામાં જઈ ભક્તિ કરે છે અને ખેડુતનાં કપડાં પેહેરી ખેતીનું કામ પોતાને હાથે કરી દેખાડે છે તેમ રેશમના હુનરમાં પડેલી સર્વે ઓરતોને ઉત્તેજન આપવા બાદશાહની બેગમ ચીનાના નવમા મહિનામાં એક વખત દેહેરામાં જઈ રેશમના હુનરની શોધ કરનાર ઓરતની પૂજા કરે છે; અને પોતાના મેહેલના બાગમાં શેતુરનાં ઝાડ ઉગારેલાં હોય છે તેનાં પાતરાં તોડી લાવી પોતે પાળેલા રેશમના કીડાઓને પોતાને હાથે ખવડાવે છે. કીડાઓ જે રેશમ બનાવે તેની પોતાને હાથે દડીઓ બનાવે છે.

રેશમના કીડાઓ ઉછેરવા માટે ઘણી મેહેનત લેવી પડે છે. કીડાઓ ઇંડાં મૂકે છે. એક કીડો ચારસોથી પાનસો ઇંડાં મૂકે છે. ઇંડાં મૂક્યા પછી તે મરી જાય છે. ઇંડાં રાઇના દાણા જેટલાં મોટાં હોય છે. ઇંડાંને લુગડાના કટકા ઉપર કે જાડા કાગળ ઉપર મૂકે છે. જ્યારે ઇંડાં અઢાર દિવસનાં થાય ત્યારે તેમને નિર્મળ પાણીથી ધોય છે. પછી તે ઇંડાંને થંડા ઓરડામાં મૂકે છે. પછી ચીનાના દશમાં મહિનામાં ઇંડાને કપડાંમાંજ રાખી કપડાની ગોળ ઘડી કરી બીજા ઓરડામાં મૂકે છે. એ ઓરડો તદન ખાલી તથા બદબો વગરનો હોય છે. બારમાં મહિનામાં ઇંડાંને પાછાં ધોય છે. પછી હવામાં સુકાવા મૂકે છે. પછી વસંત ઋતુમાં તે ઇંડાં સાદડી ઉપર પાંથરે છે. સાદડીને એક ગરમ ઓરડામાં બામ્બુની અભરાઇ ઉપર મૂકે છે. અભરાઈ બામ્બુ શિવાય બીજા લાકડાની બનાવતા નથી. એ કીડાઓને કશી પણ જાતના સોરમથી નિરાળા રાખે છે. થોડા દિવસમાં ઇંડાંમાંથી ઝીણા કીડા બાહાર નીકળે છે. પેહેલાં થોડા દિવસ સુધી શેતુરનાં પાતરાંને બારીક કાપી, છુંડી કીડાઓને ખવડાવે છે. જરા મોટા થયા પછી આખાં પાતરાં ખાવાને મૂકે છે. પાંચ દિવસની ઉમરના થયા પછી ચોવીશ કલાક સુધી ખાધા વગર ઊંઘાઈ રેહે છે. પછી પાછા પાતરાં ખાવા માંડે છે. પાંચ દિવસ રહીને પાછા ઊંઘાઈ જાય છે. બાવીશ દિવસના થાય છે ત્યારે વધારે લાંબો વખત ઊંઘે છે. એ વખતે કીડાઓ પોતાનાં શરીરપરની પેહેલી ચામડી કાઢી નાંખે છે.

એ કીડાઓ એક માસમાં આપણી ટચલી આંગળ જેટલા જાડા તથા મોટા થાય છે. કીડાઓનો રંગ પીળાશપર હોય છે. પુખ્ત ઉમરના થયા પછી પાતરાં ખાતા નથી.

જેમ કરોળીઆ તાંતણા કાઢે છે તેમ એ કીડા મોંમાંથી રેશમના તાર કાઢવા માંડે છે. તાર કાઢતી વખતે કીડા પોતાનું ડાકું આમ તેમ હલાવ હલાવ કરે છે. પછી તે રેશમનો લાંબી દડી જેવો ઘાટ થાય છે તેમાં તે ભરાઈ રહે છે. એ દડીને કોશેટો કહે છે. એ કોશેટો બધી બાજુથી બંધ હોય છે. એમાં કીડા સુઈ રહે છે. પછી તે કોશેટાને ગરમી આપે છે અથવા ઉના પાણીમાં નાંખે છે. જો એમ ન કરે તો કીડા થોડી મુદતમાં રેશમ કરડી પતંગીયુ થઈ ઉડી જાય છે. કોશેટાની અંદરના કીડાને મારી નાખ્યા પછી તે કોશેટાપરના રેશમની દડી બનાવે છે. એ કોશેટામાંથી મરેલા કીડા નીકળે છે તે ઘણાજ નાના થઇ ગયલા હોય છે. એ કીડાઓને ચીનાઓ રાંધી ખાય છે.

જે જગામાં કીડા ઉછેરવામાં આવે છે ત્યાં ઘણીજ સુઘડાઈ રાખે છે. જે માણસને એ ઓરડામાં જવું હોય તે પોતાનું અંગ ધોઇ સાફ કરી અંદર દાખલ થાય છે. એ જગામાં માછલી બીલકુલ લઈ જવા દેતા નથી. ગર્ભવતિ ઓરતને અથવા તરતની જણેલી ઓરતને એ ઓરડામાં જવા દેતા નથી. કોઈબી વાસની ચીજો કીડાઓ આગળથી દુર રાખે છે. ઓરડામાં ગડબડ કે મોટા અવાજ થવા દેતા નથી. જ્યારે વિજળીના ચમકારા તથા વાદળની ગર્જના થાય છે ત્યારે તે કીડાઓની બહુ સંભાળ લેવામાં આવે છે.

રેશમ વિંટાળવાનું કામ બાયડીઓ તથા છોકરીઓ કરે છે. પાંચ છ કોશેટાના તાર સાથે લઇ દડી કરે છે. ચીનમાં મકાઉ શેહેરમાં સાંચાથી રેશમ વીંટાળવામાં આવે છે તથા રેશમી હલકાં કપડાં પણ સાંચાથીજ બનાવે છે. એ કારખાનામાં સઘળી ઓરતોજ કામ કરે છે.

કનતાન શેહેર રેશમી કપડાં બનાવવાનું મુખ્ય મથક છે. સર્વે જાતનું કાપડ હાથથીજ વણાય છે. આપણા મુલકમાં તથા બીજા દેશોમાં જથાબંધ કાપડ મુખ્ય કરી કનતાનથીજ આવે છે. આપણા મૂલકમાં એ શેહેરમાંથી ત્રીશ લાખ રૂપીઆ ઉપરની કીમતનું રેશમી કાપડ દર વરસે આવે છે. જેવું કાપડ ચીનાઓ હાથથી વણે છે તેવું યુરોપમાં સાંચાથી નથી બનતું. વળી સાંચાના બનાવેલાં કાપડ કરતાં હાથના વણેલાં કાપડ વધારે ટકાઉ હોય છે.

ચીનાઓ કાપડ બનાવવાને એવા કીસબી છે જે જેવી તરેહનો નમુનો તેમને આપીએ તેવી તરેહ હાથથી વણી આપે છે. એ લોકોનું કપડા વણવાનું સાળ તથા તેના બીજાં સાધનો ઘણાં રેઢિયાળ છે. હજારો વરસની વાત પર જે સાળ કામે લગાડતા હતા તેજ જાતનાં સાળ હાલમાં વપરાય છે, તેમાં કશો પણ સુધારો કીધો નથી. પેહેલાં એ ચીનાઓ ભાત ભાતની તહરાનાં કપડાં વણતા ન હોતા પણ જ્યારથી મુબાઇના બરજોરજી માણેકજી કાપડીઆની દુકાનવાળા, ખરશેદજી મનચેરજી ભેરાનીઆની દુકાનવાળા તથા માધવદાસ રઘુનાથદાસની દુકાનવાળા ભાત ભાતના અને સુંદર તરેહના નમુના ચીન મોકલી તે પ્રમાણેનું કાપડ બનાવી મંગાવવા લાગા ત્યારથી એ ચીના રેશમી કાપડ બનાવવામાં બહુ કુશળ થઇ ગયા છે. હાલમાં પારસી ઓરતો ભાતભાતની તરેહની તથા વિચિત્ર સુશોભિત રંગની સાડીઓ પેહેરી દરેક મેળાવડા શોભાવે છે, તે એ દુકાનદારોની મેહેનતથીજ છે.

---

## વેપાર.

ચીન દેશ વેપારનું મોટું મથક છે. એ દેશ દુન્યાના સઘળાં બંદરો સાથે વેપાર ચલાવે છે. દેશ એટલો ફળદ્રુપ

તથા વસ્તીવાળો છે જે બીજા દેશોને પુષ્કળ વેપારની જરુસો પૂરી પાડે છે તથા સર્વે દેશોનો માલ પોતાના ખપમાં લે છે. આગળ ફોરેનરોને ચીનના બંદરો સાથે વેપાર કરવાને મના હતી, પણ હાલમાં કેટલાંક બંદરો ચીનાઈ સરકારે વેપાર માટે ખુલાં મૂક્યાં છે. જ્યારે ફોરેનરોને કશી પણ બાધ વગર દેશના માહેલા ભાગ સાથે વેપાર કરવાને છૂટ મળશે ત્યારે એ દેશમાં હાલ કરતાં વધારે મોટો વેપાર ચાલશે. જેમ હમણા બીજા દેશો સાથે જળ માર્ગે વેપાર ચાલે છે તેમ આગળ એ દેશનો વેપાર ખુશકીએ બાબીલોન, પરશીઆ, નીનીવેહ, હિંદુસ્થાન, સીલોન વગેરે દેશો સાથે ચાલતો હતો. આગળ ચીનાઓ દેશ છોડી પારકા દેશમાં જતા ન હતા પણ હમણા હમણા એ લોકો દુન્યાના બીજા દેશોમાં વેપારને અર્થે તથા ગરીબો મજુરી કરવા જવા લાગા છે.

ચીનાઈ સરકારને વરસ દહાડે દશ કરોડ ઉપર પૌન્ડની આવક થાય છે. એટલી મોટી આવક જકાત તથા જમીનના કરમાંથી ઉપજે છે. જમીનની મેહેસુલમાંથી કદાચજ અર્ધો ભાગ સરકારી તીજોરીમાં ભરાય છે. માહદીઓ સરકારની મોટી આવક પોતે ચાંપી જાય છે.

દેશની મુખ્ય નીકાશ રેશમ, ચાહે, સાદડી, કરિયાણું તથા ચીનીકામ છે. દેશમાં આયાત અફીણ, રૂ, સુતર, તથા સુતરાઉ કાપડની છે.

ચીન દેશ સાથે વેપાર કરવા આરબો ઈ. સ. ની દશમી સદીમાં આવ્યા હતા. ઈ. સ. ની તેરમી સદીમાં પેહેલો યુરોપીઅન મુસાફર માર્કોપોલો આવ્યો હતો. ઈ. સ. ૧૫૧૭ માં ફેરનાઓ પેરીસ દી એનડ્રુ દી કરીને પોર્ટુગીસ ગૃહસ્થ વેપાર કરવા આવ્યો હતો. ત્યારપછી સ્પાનિઆર્ડ, તથા વલંદા લોકો આવ્યા હતા.

ઈ. સ. ૧૭૮૪ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ એ દેશ સાથે વેપાર કરવાને શરૂ કીધો. એ કંપની કનતાન, મકાઉ, તીનપી, નીંગપો, ચુશાન તથા અમોયનાં બંદરો સાથે એકલી વેપાર કરતી હતી. ઈ. સ. ૧૮૩૪ માં એ કંપની ચીન દેશ સાથે વેપાર કરતી બંધ પડી હતી. જેમ હાલમાં ફોરેનરો ચીના વેપારીઓ સાથે પાધરો વેહેવાર ચલાવે છે તેમ વેપાર કરવાને પેહેલાં તેમને છુટ ન હતી. ફોરેનરોને જમીન પર પણ ઉતરવા ન હોતા દેતા. બંદરથી ઘણા માઈલને છેટે વાહાણો રાખતા હતા. ચીના વેપારી વાહાણપર આવી માલ ખરીદ કરી જતા અને ફોરેનરોને જે માલ જોઇએ તે વેચી જતા. ત્યાર પછી ચીનાઈ સરકારે ફોરેનરોને કનતાનના બારામાંજ રહી વેપાર કરવાની છુટ મુકી, તે પણ ચીના વેપારીઓની એક મંડળી જેને હોન્ગ મરચન્ટસ કહેતા હતા તેની સાથેજ વેપાર કરવા દેતા હતા. ફોરેનરો ગમે તે ચીના વેપારી સાથે કામકાજ કરી શકતા ન હોતા.

ઇ. સ. ૧૭૯૨ માં લૉર્ડ મેકાર્ટન ચીન દેશ સાથે વેપાર સંબંધી બંદોબસ્ત કરવાને એમબેસેદર થઇ એ દેશમાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૧૨ માં લૉર્ડ યમહર્સ્ટ ચીન દેશમાં વેપારીઓને જે અડચણ પડતી હતી તે દુર કરાવવા માટે આવ્યો હતો. પણ ચીનાઇ સરકારે "બારબેરીઅન" સાથે વાતચીત કરવાને હલકુ વિચાર્યું અને કશો બંદોબસ્ત કર્યો નહીં તેથી તે પાછો ઈંગ્લાંડ ગયો.

દીનપર દીન ચીનાઇ માદરીઓનો જુલમ વધતો ગયો તે અંગ્રેજ સરકારથી સેહેવાયો નહીં. ઇ. સ. ૧૮૩૯ માં લીન નામના માદરીએ અંગ્રેજ વેપારીઓની ૨૦૨૮૩ અફીણની પેટી જબરીથી લઇ બાળી નાખી. ઇ. સ. ૧૮૪૦ માં અંગ્રેજોએ ચીનાઈ સરકાર સામે લડાઇ ઉઠાવી. તેમાં ચીનાઓની હાર થયાથી નાનકીનની ટ્રીટી (કોલકરાર) થઇ

તેમાં હોંગકોંગનો ટાપુ ચીનાઈ સરકારે અંગ્રેજોને આપી દીધો. અમોય, ફુચાઉ, નીંગપો, શેહન્ગાઈ તથા કનતાનનાં બંદરો વેપાર માટે ખુલાં મુકાયાં. અંગ્રેજોને રહેવા માટે ઘરો તથા માલ મુકવા માટે લાતીઓ બાંધવાની પરવાનગી મળી. હોંગ મરચન્ટરાની મંડળી સાથે વેહેવાર ચલાવવાનો બંધ કીધો, અને જેને ગમે તેને માલ વેચવા તથા ગમે તેની પાસેથી માલ ખરીદ કરવાની રજા મળી. પેહેલાં અંગ્રેજ અમલદારો સાથે મોટા ચીનાઈ ઓહ્દેદારો કાગળ પત્રનો વેહેવાર રાખવાને નીચું સમજતા હતા. પણ એ લડાઈ પછી મોટા અમલદારો સાથે અંગ્રેજોને કાગળ પત્રનો વેહેવાર ચલાવવાને છૂટ મળી અને દરેક બંદરે અંગ્રેજી વેપારીઓના લાભ જાળવવા માટે કોનસલને રહેવાની પરવાનગી મળી.

ઉપલી ટ્રીટી થયા પછી થોડા વરસમાં જે અસલ જુલમ ફોરેનર પર હતો તેથી વધારે પડવા માંડયો. ચીનાઈ માદરીઓ અંગ્રેજ સરકારના હુકમને ગણકારવા ન લાગા, તેથી ઈ. સ. ૧૮૫૮ માં અંગ્રેજ ને ફ્રેન્ચે સાથે મળી ચીનાઓ સામે લડાઈ શરૂ કીધી. માત્ર થોડા હજાર માણસની મદદથી કનતાન શેહેર લઈ લીધું, અને ચાર વરસ સુધી એ શેહેર પોતાના હાથમાં રાખ્યું. ત્યાંનો વાયસરાય યે કરી હતો તે ઘણોજ મગરૂર તથા ઘાતકી હતો, તેને કેદ પકડી સ્ટીમરમાં બેસાડી કલકતે મોકલાવી દીધો. એ વાયસરાયના દુભાષિયા તરીકે એક અંગ્રેજ અમલદાર મી॰ અલાબાસ્ટરને મોકલ્યો હતો, જે હાલમાં કનતાનમાં કોનસલ જેનરલનો ઓહ્દો ભોગવે છે.

ચીનાઈ સરકારે બીહીને સહુલાહ કરવા માંગી તેથી અંગ્રેજોએ તીનશીન શેહેરમાં જઈ સહુલાહ કરવાનું નક્કી કીધું તથા સહુલાહના કોલકરાર ઉપર બાદશાહની સહી

લેવા લૉર્ડ યલજીને પીકીન જવાની તૈયારી કીધી. પણ એટલામાં ચીનાઈ લશ્કરે દગાથી અંગ્રેજી મનવાર પર તોપનો મારો ચલાવ્યો તેથી અંગ્રેજ તથા ફ્રેન્ચનું લશ્કર એકદમ પીકીન શેહેર લેવાને કુચ કરી ગયું. જ્યારે લશ્કર પીકીનની છેક નજદીક આવી પોહોચ્યું ત્યારે ચીનાઈ સરકારે જેમ અંગ્રેજો કહે તેમ કોલકરાર કરવાને પેગામ મોકલ્યો. લૉર્ડ યલજીને સહલાહની ગોઠવણ કરવા માટે સર હેરી પાર્કસ તથા બીજા અમલદારોને આગળથી પીકીન શેહેરમાં મોકલ્યા. ચીનાઈ માદરીઓએ તેમને દગાથી પકડી બંદીખાને નાંખ્યા. તેમના ઉપર અતિશ્ય જુલમ પાડયો. તેથી અંગ્રેજી લશ્કરે પીકીન લઈ લીધું. બાદશાહ મેહેલ છોડી નાશી ગયો. સર હેરી પાર્કસને તથા બીજા કેદીઓને છોડવ્યા. બાદશાહનો મેહેલ લુંટી લઈ ખાળી નાંખ્યો. ત્યાર પછી "પીકીનની ટ્રીટી" થઈ. તેમાં અંગ્રેજોને પીકીન શેહેરમાં એક મીનીસ્ટર રાખવાની છૂટ મળી. બીજાં નવાં બંદરો ન્યુચંગ, ટામ્એવન (ફોરમોસા), ચાઊ ચાઊ (સ્વાટાઊ) ને કીઊંગ ચાઉ (હેનાન) વેપાર માટે ખુલાં મૂકયાં. હોંગકોંગની નજદીકનું કાઉલુન ગામ અંગ્રેજોને મળ્યું. લડાઈના ખરચ માટે ચીનાઈ સરકાર પાસેથી ૮૦૦૦૦૦૦ તેલ દંડ લીધો. (એક તેલનો દોઢ ડાલર થાય છે.) ચીનાઈ સરકાર અંગ્રેજોને કાગળ પત્રના વેહેવારમાં "બારબેરીન" શબ્દ વાપરતી હતી તે શબ્દ કઢાવી નાંખ્યો. એ વગેરે બીજા ઘણા હકો ચીનાઈ સરકારે અંગ્રેજોને આપ્યા છે.

હમણા જે વખત જાય છે તેમાં અંગ્રેજ તથા ચીનાઈ સરકાર વચ્ચે લડાઈ જાગે તેમ લાગે છે. ચીનાઈ સરકારને થોડે થોડે વરસે લડાઈનો સ્વાદ ચખાડે છે ત્યારેજ પોતાનું અભિમાન નરમ રાખે છે.

ફોરેનરોને ચીના વેપારીઓ સાથે વાત ચીત "પીજીન" અંગ્રેજીમાં કરવી પડે છે. નવો પારકો માણસ એ બોલી ચીનાને બોલતાં સાંભળે તો તે સમજી શકે નહીં. જો શુદ્ધ અંગ્રેજીમાં ચીના સાથે વાત કરીએ તો તે બીલકુલ સમજી શકે નહીં. પીજીન અંગ્રેજીના થોડા નમુના નીચે આપ્યા છે:—

my no thinkee હું એમ વિચારતો નથી--my likee this મને આ પસંદ છે—he haf go walkee તે બાહાર ગયો છે—આ માલ મુંબઈમાં ચાલતો નથી this cargo no walkee Bombay side—you number one fooloo તું ઘણો મુર્ખ છે—my gat three piecee chie મને ત્રણ છોકરાં છે—my haf looksee he last day મેં તેને કાલે જોયો હતો—my no likee talkee you lang મને તારી સાથે વાત કરવા નથી ગમતી—he wanchee too much munee તેને ઘણા પૈસા જોઈએ—he haf gat two piecee wifoo તેને બે બાયડી છે—he chav chav munee તે તેના પૈસા ખાઈ ગયો—he no pay my તે મને આપતો નથી.

ચીન દેશમાં આગ ગાડી નહીં હોવાથી દેશના મધ્ય ભાગ સાથે વેપાર નદીઓની મારફતે થાય છે. નદીઓમાં માલ લઈ જવા લાવવા માટે હજારો નાના મોટા મછવા તથા વાહણ ફરે છે. કીનારાનાં બંદરો સાથનો વેપાર જુન્ક નામના ચીનાઈ મોટાં વાહાણોથી ચાલે છે. ચીનાઈ મોટાં વાહાણોના સહડ સાદડીના બનાવેલા હોય છે. એ સડ સાઠ ફીટથી વધારે ઊંચા તથા ત્રીશ ફીટથી વધારે પોહળા હોય છે. દરેક વાહણ ઉપર દશ બાર તોપો મૂકેલી હોય છે. ઘણી વખતે ચીનાઈ ચાંચ્યાઓ વાહાણો લુટી લઈ ખલાસીઓને મારી નાંખે છે.

ચીન દેશમાં ઘણી મોટી બેન્કો છે. એ બેન્કોથી ચીના વેપારીઓને નાણાંની ઘણી સગવડ થાય છે. એ બેન્કો સરકારની પરવાનગીથી કામ કાજ કરે છે. સરકારને વરસ દહાડે ચોકસ ફી આપવી પડે છે. એ બેન્કોને સરકાર પોતે વ્યાજે નાણાં રાખવા આપે છે. બેન્કો લોકોને વ્યાજે નાણા ધીરે છે. સરકાર જે વ્યાજ મુકરર કરે તેજ લે છે. લોકો ઘરેણાં, લુગડાં વગેરે બેન્કમાં ગિરવી મુકે છે. બેન્કની ઈમારત ઘણી ઊંચી બાંધેલી હોય છે. કેટલીક બેન્કો સાઠ થી સીતેર ફીટ જેટલી ઊંચી હોય છે. ઊંચી બાંધવાથી ચોરો તથા લુટારા અંદર દાખલ થઈ શકતા નથી. જ્યારે આસપાસનાં ઘરોને આગ લાગે છે ત્યારે એ ઇમારતો આગથી બચી જાય છે.

ચીન દેશમાં તાંબાના જેવી બીજી હલકી ધાતુના બનાવેલા શિક્કા ચાલે છે. એ શિક્કા એક ડાલરના એક હજાર મળે છે. એને કેશ કહે છે. તેમાં વચ્ચે ચોરસ બાકું હોય છે. એ શિક્કાઓ દોરીમાં ગણીને પોઈ રાખેલા હોય છે. બીજા શિક્કા રૂપાના ચાલે છે. આગળ રૂપાના શિક્કા પાડવા ચીન દેશમાં ટંકશાળ ન હોતી. અમેરીકા, જાપાન તથા હોંગકોંગની સરકારના ડાલરના શિક્કા એ દેશમાં ચાલતા હતા અને હજી પણ ચાલે છે. વળી ચીન દેશમાં બાહાર દેશાવરના તાંબાના શિક્કા જેને દોકડા કહે છે તે પણ ચાલે છે. એક ડાલરના એકસો દોકડા મળે છે. કનતાન શેહેરમાં જે ટંકશાળ બાંધી છે તે એટલી તો મોટી છે જે એના જેવડી મોટી ટંકશાળ કદાચજ બીજા દેશોમાં હશે. એ ટંકશાળ એક યુરોપીઅનના ઉપરીપણા હેઠળ ચાલે છે. એ ટંકશાળમાં પાંચ દોકડાની કીમતના, દશ દોકડાની કીમતના, વીશ દોકડાની કીમતના તથા પચાસ દોકડાની કીમતના રૂપાના શિક્કા પાડવામાં આવે છે.

ડાલરના શિક્કા પાડવાને હજી બાદશાહ તરફથી પરવાનગી મળી નથી.

જેમ વેપારની દરેક જણસ જોખીને આપ લે થાય છે તેમ રૂપાનાં નાણાં પણ જોખીને લે છે. સઘળા મોટા વેપારીઓ તથા બેન્કવાળા પોતાના હાથમાં જે ડાલરો આવતા જાય તેને લોઢાના છાપ વડે પોતાનો છાપ મારે છે. દરરોજ હજારો ડાલરોને છાપ પડે છે. એ પ્રમાણે દરેક ઠેકાણે જુદા જુદા છાપ પડયાથી ડાલરો ભાગી જાય છે. છાપ પડયાથી ખરા ખોટા ડાલરો તરત જણાઈ આવે છે. ડાલરો જોખીને આપે છે તથા લે છે તેથી તેમાં ભાગેલા તથા આખા સર્વે જોખાય છે. વેપારીને એક ડાલર આપીએ તે પણ જોખીને લે છે. એક ડાલરનું વજન નજદીક ૭૧ ગ્રેન થવા જાય છે. દેશમાં ચોખ્ખા રૂપાના ગઠ્ઠા પણ નાણા તરીકે ચાલે છે. એવા ગઠ્ઠાને સાઈસી કહે છે.

જ્યારે કોઈ વેપારી દીવાળું કાઢે છે ત્યારે પોતાની દુકાનમાં થોડો ઘણો માલ રાખી બારણાં બંધ કરી ગામ જતો રહે છે. તેના સાહુકારો આવી પોતાનું લેહણું કાગળ પર લખી દુકાનના બારણાં પર ચોંટાડે છે. સર્વે જણ દુકાનનો માલ પોતાનાં નાણાંના પ્રમાણમાં વેહેંચી લે છે.

---

## હોંગકોંગ.

હોંગકોંગનો ટાપુ ચીન દેશના અગ્નિ કોણે આવેલો છે. એ ટાપુ ૧૮૪૧ માં ચીનાઈ સરકારે અંગ્રેજ સરકારને આપી દીધો હતો. એ ટાપુ પાહાડી ટેકરીઓનો બનેલો છે. ઉંચામાં ઉંચી ટેકરી ૨૦૦૦ ફીટ ઉંચી છે. ટાપુની લંબાઈ અગીયાર માઇલ છે. પોહોળાઈ ત્રણ માઇલ છે. એનો ઘેરાવો નજદીક ત્રીશ ચોરસ માઇલ છે.

જ્યારે એ ટાપુ અંગ્રેજોના હાથમાં આવ્યો ત્યારે તેમાં માછલી મારનાર ચીનાઓનાં થોડાં ઝુપડાં હતાં. જેમ જેમ વસ્તી વધતી ગઈ તેમ તેમ પાહાડો ભાંજી ઈમારતો બાંધતા ગયા. પાહાડી જગાને લીધે બધા મોહોલા ચઢાણવાળા બનાવ્યા છે. એ ચઢાણને લીધે બંદરમાં પડેલી સ્ટીમરોમાંથી શેહેરની બાંધણી ઘણી રમણીય દેખાય છે. જાણે દરેક ઈમારત એકકના ઉપર બાંધી હોય એમ જણાય છે. રાતની વખતનો દેખાવ ઘણોજ મનોહારી દેખાય છે. મોહોલાના સરકારી દીવા તથા ઘરોમાંના દીવા આકાશના તારાઓ માફક ઊંચા નીચા દેખાય છે. હાલમાં વીજળીના દીવા મૂક્યા છે તેથી તેની શોભામાં વધારો થયો છે.

હોંગકોંગનું બંદર પેહેલી પંક્તિનું ગણાય છે. બંદરની આસપાસ નાના મોટા પાહાડો આવ્યાથી દરિયામાં પાણી ઘણા ઊંડાં રહે છે. ટાય ફુંગની વખતે સ્ટીમરોનો એ બંદરમાં સારો બચાવ થાય છે. બારાનો ઘેરાવો દશ ચોરસ માઈલ છે. એમાં દુન્યાની સઘળી વેપારી પ્રજાની સ્ટીમરો તથા સઘળાં મોટાં રાજ્યોની મોટી મનવારો આવ જા કરે છે. પાસિફીક માહાસાગરમાં હોંગકોંગ ઘણુંજ અગત્યનું "કોલીંગ સ્ટેશન" ગણાય છે. ચીન દેશનો બાહાર દેશાવર જતો સર્વ માલ એ બારામાંથી સ્ટીમરો લઈ જાય છે તથા બાહાર દેશાવરથી ચીન દેશમાં આવતો માલ પણ એજ બંદરે ઉતરે છે. એ બારામાં એકી નજરે પોણોસોથી સો સ્ટીમરો નજરે પડે છે.

હોંગકોંગમાં પાંચ ગોદીઓ છે, જેમાં મોટામાં મોટી મનવાર તથા સ્ટીમરનું સમાર કામ થાય છે.

હોંગકોંગ ફ્રી બંદર હોવાથી ઘણો મોટો વેપાર ધીકે છે. ચીન દેશ સાથે વેપાર કરવાનું સાધન હોંગકોંગજ

છે. એની પુર્વ દિશાએ દરિયા કીનારે બે માઈલ સુધી મોટા મોટા પથરથી મજબુત પુસ્તો બાંધી લીધો છે, જે-થી દરિયાનું પાણી રસ્તા પર ધસી આવતું નથી.

મોહલા ચઢાણવાળા હોવાથી ઘોડાની ગાડી ફરતી નથી. એક માણસ બેસી શકે એવી ગાડી જેને રીક્ષા કહે છે તે ફરે છે તથા પાલખીઓ વપરાય છે. રીક્ષાને ચીનાઓ ઘસડી લઈ જાય છે. ગવરનર તથા મોટા અમલદારો પાલખી વાપરે છે. નીચાણમાં જે રસ્તો આવેલો છે જેને "કવીનસ રોડ" કહે છે ત્યાં ગાડી ઘોડા તથા આમનીબસ ફરે છે. એ રસ્તા ઉપર સરકારી 'આફીસો, બેન્કો, યુરોપીઅનની તથા ચીનાઓની મોટી મોટી દુકાનો આવેલી છે.

આગળા વખતમાં હાંગકોંગની હવા ઘણી રોગીષ્ટ હતી. ઈમારતો બાંધવા પાહાડો તથા જમીન ખોદવાથી માંહેથી ઝેરી હવા નીકળતી હોવાથી ઘણા માણસો મરી જતાં હતાં. નિર્મળ પાણીની બહુ તાણ હતી. હાલ શેહેર સુધરાઈ ખાતાંએ એ ટાપુમાં ઘણો સુધારો કર્યો છે. જમીનમાં મોટી મોટી ધટરો બાંધી છે. પાહાડ ઉપરથી ઝરાનું પાણી નળ મારફતે લોકોને મળવા લાગ્યું છે. જેમ મુંબઈમાં મોહોલે મોહોલે તથા ગલીઓમાં કચરાના ઢગ રાતદિવસ નજરે પડે છે તેમ એ ટાપુમાં નથી. મોહોલાઓમાં જરા પણ કચરો નાંખવા દેતા નથી. સહવારના કચરાનાં ગાડાં મોહોલે મોહોલે ફરે છે. ગાડાવાળો ઘંટ વગાડી લોકોને ખબર કરે છે. લોકો ઘરમાંથી કચરો લાવી ગાડામાં નાંખી જાય છે. કોઈ પણ રસ્તાપર કાદવ નજરે પડતો નથી. મોહોલા ઢાળાવના તેથી વરસાદનું પાણી પણ કોઈપણ ઠેકાણે એકઠું થઈ રેહેતું નથી. હાંગકોંગની વસ્તી નજદીક બે લા-

બની છે. જેમ મુંબાઈમાં દુન્યાની ઘણી ખરી સઘળી જાતના લોકો જોવામાં આવે છે તેમ હોંગકોંગમાં પણ ઘણી ખરી સઘળી જાતના લોકો માલમ પડે છે.

હોંગકોંગની પોલીસ ફોજમાં અંગ્રેજ સીપાઇઓ તથા આપણા દેશના બાહાદુર સીક સીપાઇઓ પણ ઘણા ચાકરીએ રહેલા છે. ચીનાઓને પણ પોલીસની નોકરીમાં રાખેલા છે.

હોંગકોંગમાં મોટી મોટી ઇમારતો ઘણી છે. તેમાં સીટી હાલ, ગવરનરનો મેહેલ, સરકારી હાઈ સ્કુલ, હોંગકોંગ શાંઘાઈ બેન્ક વગેરે ઇમારતો જોવાલાયક છે. સીટી હાલમાં મોટું પુસ્તકખાનું, નાટકશાળા, "બૉલ રૂમ," તથા મોટું કીમતી સંગ્રહસ્થાન છે. શાહેરની વચ્ચે એક ટાવર છે. એની ઉપર એક ઘડીઆળ મુકેલું છે. અંગ્રેજોનું દેવળ, મુસલમાનોની મસીદ તથા પારસીઓનું ધર્મનું મકાન એ ટાપુમાં બાંધેલાં છે.

એ ટાપુમાં અંગ્રેજો, મુસલમાન તથા પારસીનાં કબરસ્તાન બાંધેલાં છે. તેમાં અંગ્રેજ તથા પારસીનાં કબરસ્તાન ઝાડ પાનથી ભપકાદાર કરેલાં છે. ગયે સાલ પારસીઓના કબરસ્તાનમાં ઘણી મોટી રકમ પારસી ફંડમાંથી ખરચી ઘણો સુધારો કર્યો છે, સુંદર બાગ બનાવ્યો છે તથા જગાનો પણ વધારો કર્યો છે. એ ટાપુના રહેવાસી મી. હોરમસજી મોદીએ પોતે મોટો ખરચ કરી એ કબરસ્તાનમાં એક સુંદર ફુવારો તથા બાહાર મોટો નકશીનો દરવાજો મૂકાવ્યો છે. જ્યારે હોંગકોંગમાં કોઈ પારસી મરણ પામે છે ત્યારે તેને પારસીના ધર્મના મકાનમાં લઈ જઈ મુકે છે. ત્યાં એક માબેદ રાખેલો છે તે મરણની ઘટતી ક્રિયા કરે છે. પછી તેને પારસીના રીવાજ પ્રમાણે ઊંચકી કબરસ્તાનમાં લઈ જાય છે. પારસીના રવાન-

ને ઊંચકવાને પગારદાર બાંધીઆઓ નથી પણ જ્યારે કોઈનું મૃત્ય થાય છે ત્યારે એ ટાપુના પારસીઓજ એક એકને મદદ લાગી જાય છે. રૂવાનને જમીનમાં ખાડો ખોદી દાટે છે. પછી તે ઉપર પથરથી મોટી ઘોર ચણી લછે. તેની ઉપર લેખ કોતરાવે છે. તેમાં મરનારનું નામ, ઉમર, મરણની તારીખ લખે છે.

એ ટાપુમાં ખાંડ બનાવવાનાં, બરફ બનાવવાનાં, તથા દોરડાં બનાવવાનાં મોટાં કારખાનાં છે. હાંગકાંગમાં પહેલા નંબરનાં ઘણા હોટેલો છે તેમાં શેઠ દોરાબજી મીઠાઈવાળાનું ઘણું મોટું હોટેલ છે. એમાં સર્વ જાતના મુસાફરો આસરો લે છે.

શેહરમાં એક જાહેર બાગ છે જે ઘણો વખાણવા લાયક છે. મુંબાઈના બાગો તો તેની આગળ કશા લેખામાં નથી. શેહરમાં ત્રણ અંગ્રેજી ન્યુસ પેપર દર રોજ નીકળે છે.

દર વરસે ત્યાં ઘોડાની સરત રમાય છે. એ દિવસો જાહેર તહેવાર તરીકે પાળે છે. સરતમાં એક મોટી જાત્રા ભરાય છે. ત્યાં હજારો ડાલરનો જુગાર રમાય છે. ઘોડાની સરતમાં ત્યાંના શેઠીઆ મી. મોડી મોટો ભાગ લે છે.

એ ટાપુના પાહાડોની ટોંચો ઉપર ઘણા બંગલા બંધાયા છે. ત્યાં ટોંચપર એક મોટું હોટેલ પણ ઊઘાડયું છે.

પાહાડોની ટોંચ પર જવા આવવા માટે વરાળ યંત્રની મદદથી ચાલતી ગાડી ફરે છે. ગાડીને ચાલવા માટે પહાડ ભાંગી રસ્તો બનાવી લોઢાની સડક નાંખી છે. એ રસ્તો ઘણોજ ચઢાણવાળો છે. માથેરાનના પાહાડ પર ચઢવા જે ચઢાણવાળો ઘાટ બાંધેલો છે તેના કરતાં એ ર-

સ્તો વધારે ઢાળાવવાળો છે. રસ્તાની એક બાજુએ ઊં-
ડી ખીણ છે ને બીજી બાજુએ પાહાડ છે. પાહાડની
ટોચ ઉપર એક વરાળ યંત્ર છે. તે યંત્રના એક મોટા પૈ-
ડાને તારનું જાડું દોરડું વીંટાળેલું છે. દોરડાનો એક છે-
ડો એક ગાડી જે યંત્ર આગળ ઊભેલી હોય છે તેને બાં-
ધેલો છે. બીજો છેડો બીજી ગાડી જે પાહાડની તળેટી
આગળ ઊભેલી હોય છે તેને બાંધેલો હોય છે. લોઢાની
એ સડકની વચ્ચે છેટે છેટે લોઢાની ગરગડીઓ જડેલી
છે, તેમાંથી તારનું દોરડું પસાર થાય છે. જ્યારે ગાડી
ચલાવાવની હોય છે ત્યારે સાંચા આગળ ઊભેલો માણસ
સાંચો ચલાવે છે એટલે ઉપલી ગાડી તરત નીચે ઉતરવા
માંડે છે ને નીચલી ગાડી ઉપર ચઢવા માંડે છે. બન્ને
ગાડીઓ મધ્ય રસ્તામાં એકેક સાથે અથડી નહીં પડે મા-
ટે વચ્ચે ભાગે ૩૦ ફુટ જેટલી બેવડી સડક નાંખેલી છે.
જેવી નીચલી ગાડી ઉપર આવી રહે એટલે ઉપલી ગાડી
નીચે પોંહોંચી રહે છે. રસ્તામાં ગાડી ઊભી રાખવી હોય
તો ગાડીમાં ઊભેલો કંડકટર તરત તે ઊભી રાખી શકે છે.
સડકના રસ્તાની નજદીક વીજળીનો તાર મુકેલો છે. એ
તારની મદદથી કંડકટર યંત્ર ચલાવનારને યંત્ર ચાલતું
બંધ કરવાને ચેતાવે છે. જેવો સાંચો બંધ થયો કે બન્ને
ગાડીઓ ઊભી રહી જાય છે. જો કદાચ ગાડી ચાલતી
હોય ને દોરડું તુટી જાય તો બન્ને ગાડીઓ માણસો સુધાં
ખીણમાં જઈ પડે.

હોંગકોંગની પૂર્વે સામે કીનારે કાઉલુનનો બેટ આ-
વેલો છે. એ બેટ ચીનાઈ સરકારે અંગ્રેજોને ઈ. સ. ૧૮૬૦
માં આપી દીધો છે. એ બેટમાં વસ્તી વધતી જાય છે.
એમાં મોટી મોટી ગોદીઓ બાંધેલી છે. તથા અંગ્રેજ વે-
પારીઓએ મોટી મોટી લાતીઓ બાંધી છે. પી. એ. કું૦

ની સ્ટીમરો પણ કાઉલુનને કીનારે બાંધેલા ધુરજા આગળ બંધાય છે. હોંગકોંગ ને કાઉલુન વચ્ચે આખો દિવસ ઉતારૂઓની સ્ટીમ લાન્ચ ફરે છે.

હોંગકોંગથી ત્રણ કલાકના રસ્તાપર પોર્ટુગીસ લોકોનું સંસ્થાન મકાઉ છે. સોળમી સદીમાં પોર્ટુગીસો ચીનમાં વેપાર કરવા આવ્યા હતા તે વખતે ચીનાઇ સરકારને ચાંચ્યા ચોરોનો નાશ કરવા માટે એ લોકોએ મદદ કરી હતી, તેથી ચીનાઈ સરકારે નામનું ભાડું લઈ મકાઉ ગામ તેમને વાપરવા આપ્યું હતું. (ઇ. સ. ૧૫૫૭.) પછી ઇ. સ. ૧૮૪૯ માં એ લોકોએ ભાડું આપવું બંધ. કીધું અને મકાઉ પોતાનુજ છે કરી પચાવી પડયા. ઇ. સ. ૧૮૮૭ માં પોર્ટુગીસ અને ચીનાઇ સરકાર વચ્ચે વેપાર સંબંધી કોલકરાર થયા તેમાં મકાઉ ઉપર પોર્ટુગીસનો હક છે એમ ચીનાઈ સરકારે જાહેર કર્યું. મકાઉના રહેવાસી આળસુ તથા મોજ શોખમાં મચેલા છે. આગળો વેપાર તદન ભાગી ગયો છે. હાલમાં જે પોર્ટુગીસની વસ્તી મકાઉમાં છે તેમાં માત્ર ગણત્રીની સંખ્યા શિવાય સઘળી મિશ્ર જાત છે. જ્યારથી હોંગકોંગનો ટાપુ અંગ્રેજના હાથમાં આવ્યો ત્યારથી મકાઉનો વેપાર તદન ભાગી પડયો છે.

ચીનમાં જુદા જુદા બંદરે પારસી તથા મુસલમાનોની પેહેડી તથા દુકાનો ઘણી છે. તે પેહેડીનાં નામ નીચે લખ્યાં છે:—

હોંગકોંગના બંદરમાં: શેઠો, કાવસજી પાલનજીની કું૦, તાતાની કું૦, એન. મોડીની કું૦, ઇ. એન. મેહેતાની કું૦, ફરામજી હોરમસજીની કું૦, એચ. એન. કુપરની કું૦, દોરાબજી નવરોજી, આર. નવરોજી, પેસતનજી ફરામજી તલાટી, પી. સી. પટેલ, રૂસતમજી સોરાબજી ઉનવાળાની કું૦, સી. એમ. ભેરાનીઆની કું૦, દી. દી. ઓલીઆની

કુ૦, સી. ઉકરજી ભેશાનીઆની કુ૦, પી. ડી. ગોટલાની કુ૦, અબદુલઅલી ઇબ્રાહીમની કુ૦, ઇ. પબાની, જેરાજ પીરભાઈની કુ૦, રહેમતુલ્લાભાઈની કુ૦, હાજી મીરઝા મહમદઅલીની કુ૦, હાજી અલી અસગર એચ. ઇસમેલ, હબીબભાઈ રેહેમુભાઈની કુ૦, એચ. ફાઝાલઅલીની કુ૦, એ. એમ. ઈસાભાઈ, અબદુલ કાદર ઇસમાલજી.

કનતાનના બંદરમાંઃ શેઠો, આર. એસ. મોગરા, એસ. આર. ફટાકીઆ, એસ. એમ. કોટવાલ, સી. એમ. ભેશાનીઆ, ડી. એશ. ફટાકીઆ, ઇ. એન. મેહેતાની કુ૦, એસ. એફ. કાલ્લારાના, બી. એફ. કાવારાના, એમ. એન. ગોભાઈ, બી. પી. કરનજીઆ, બી. નવરોજી, અબદુલઅલી ઇબ્રાહીમની કુ૦, અને સી. સી. કરનજીઆ.

શેહ્‍ગાઈના બંદરમાંઃ શેઠો, કાવશજી પાલનજીની કુ૦, તાતાની કુ૦, એસ. એન. તલાટીની કુ૦, ઇબ્રાહીમ પબાની, અબદુલઅલી ઇબ્રાહીમની કુ.

અમોયમાંઃ મેહેતાની કુ૦, ડી. ડી. ઓલીઆની કુ૦, એન. ડી. ઓલીઆની કુ૦.

તાયવાનફુમાંઃ શેઠો, મેહેતાની કુ૦, ડી. ડી. ઓલીઆની કુ૦.

ફુચાઉના બંદરેઃ શેઠો, મેહેતાની કુ૦, ડી. ડી. ઓલીઆની કુ૦, એફ. સી. કીકાની કુ૦.

ટામસોઇના બંદરે શેઠો, ડી. ડી. ઓલીઆની કુ૦.

---

## હુનર.

ચીનાઓ કોતર કામ કરવાને ઘણા કીસબી છે. લાકડા તથા પથર ઉપર ઘણી તારીફ લાયક નકશી કોતરે છે. મોટા ખાસ હાસનાં બાહારના પથરપર ઘણી સુંદર નકશી કોતરેલી હોય છે. કેટલાંક દેહેરાના બાહારના સ્તંભો

પથરનાજ હોય છે. તે સ્તંભો એકજ પથરના હોય છે. જેની ઊંચાઇ પચીશથી ત્રીશ ફીટ જેટલી હોય છે. દેશના કેટલાક ભાગોમાં ઘણા ઊંચા મીનારા બાંધેલા છે. કેટલાક મીનારા બસે પચાસ ફીટ જેટલા ઊંચા છે. એ મીનારાઓ અસલ બુદ્ધ ધર્મના મોટા ગુરૂઓને દાટવા સારૂ બનાવ્યા હતા.

ચીનનુ ચીની કામ અસલના વારાથી વખણાતું આવ્યું છે. જેમ વખત જાય છે તેમ એ હુનર સુધારતાજ જાય છે. કાચ બનાવવાનાં પણ ઘણાં કારખાનાં છે. કાચની નાની સીસીઓ તથા બીજી તરેહવાર ચીજો કાચની બનાવે છે. કાચની બાંગરી જે હિદુસ્તાનમાં ઓરતો પહેરે છે તે ચીન દેશના કનતાન શેહેરમાં બને છે. એ કાચની બાંગરીનો વેપાર પારસી વેપારીઓજ કરે છે.

ચીત્ર કામમાં ચીનાઓ ઘણા ખબરદાર છે. કુદરતી દેખાવો તથા માણસોના ચેહેરા ચિતરવામાં ઘણા કુશળ છે. હાથીદાંત પર ઘણું બારીક નકશી કામ એ લોકો કરે છે.

દરેક જાતના ભરત કામમાં એ લોકો ઘણા વખણાય છે. ભાત ભાતના રેશમી કાપડ હાથથી વણે છે. એ કાપડ દુન્યાના સર્વે દેશોમાં વપરાય છે. સાંચાથી બીલકુલ કપડું વણાતું નથી. સાંચા કામ દેશમાં દાખલ કરે છે તો સરકાર તથા રૈયત તેની સામે થાય છે, કારણ કે એથી ઘણા માણસ ધંધા વગરના થઈ પડે, ખાવાનું નહીં મળે અને પછી રાજ સામે બંડ કરે.

ચીનાઈ લાકર વેરનો સામન આપણા દેશમાં તથા બીજા દેશોમાં ઘણો ખપે છે. લાકડાની તરેક તથા કપુરના લાકડાની તરેક પણ ચીનથી આપણા દેશમાં આવે છે. સરાફોની પેહેડીઓ ઉપર નાની લખવાની પેટી હોય

છે તે તથા રૂપીઆ જોખવાના કાંટા પણ ચીનથી આવે છે. વરઘોડાની રેશમી છત્રી તથા કાગળની છત્રી જે આપણા મુલકમાં આવે છે તે ચીનનીજ બનાવત છે. દરેક જાતનો મુરબ્બો બનાવવામાં ચીનાઓ ઘણા કીસબી છે. ચીનનો મુરબ્બો આપણા દેશમાં ઘણો આવે છે, પણ આપણા દેશ કરતાં અમેરીકા ખંડમાં એનો બહુ મોટો ખપ છે.

ચીનમાં પથરના કાચના (પૅબલ) ચસમાં બનાવવાનાં ઘણાં કારખાનાં છે. કનતાન શેહેરમાં સેંકડો માણસો ચસમા બનાવવાના કામમાં રોકાયલા છે. ચીનાઓમાં એનો મોટો ખપ છે. આપણા મુલકમાં પણ એ ચસમાં ઘણા આવે છે.

---

## પરચુરણ બાબત.

ચીનાઓ માટે આપણે જાણીએ છીએ જે તેઓ અસલી રીવાજને વળગી રેહેનારા છે તથા પોતાના બાપ દાદાને પગલે ચાલનારા છે પણ હાલમાં દેશમાં સુધારાએ પગલાં ભરવા માંડયાં છે. આગળા વખતમાં એ લોકો પારકા રાજ્ય સાથે હમણાના જેટલા નિકટ સંબંધમાં આવતા ન હોતા તથા હાલમાં પારકા રાજ્યોનુ જેટલું દબાણ એ રાજ્ય ઉપર ચાલે છે તેટલું આગળ ચાલતું ન હોતું. હવે એ લોકો વખતને અનુસરી ઘટતા સુધારા કરતા જાય છે. પેહેલાં એ લોકો સ્વદેશ છોડી પારકા મૂલકમાં જતા ન હોતા પણ હમણા સુધરેલા દેશોમાં નવા હુનરો શીખવા માટે તથા વેપાર માટે જાય છે. તેલીગ્રાફના તાર દેશના કેટલાક ભાગમાં દાખલ થઈ ચુકા છે. આગ ગાડીનો પણ નાના પાયા ઉપર આરંભ થઈ ચુકો છે. જે વખત જાય છે તેમાં હોંગકોંગ અને કનતાન વચ્ચે લોઢાની સડક નખાશે. એ

બે શેહેરો વચ્ચે સડક નાંખવા માટે રસ્તાની "સરવે" પણ થઇ ચુકી છે ચીનાઇ સરકાર દેશમાં સુધારો કરતી જશે તો હિંદુસ્થાનથી ચીન આગ ગાડીની મારફતે મુસાફરી કરવાને આપણે શક્તિવાન થઇ શું?

ચીનાઓ પાસે પેહેલાં દરિયામાં લડાઇ કરવા માટે મનવારો ન હોતી. માત્ર લાકડાના મોટા ઝુંક હતા જેમાં જુની તોપો મૂકી રાખતા હતા. હાલમાં યુરોપીઅન મનવારોની ઢબમાં બાંધેલી મોટી મનવારો ચીનાઇ દરિયામાં ફરે છે. મોટાં શેહેરોમાં મનવારો બાંધવા ગોદીઓ બાંધેલી છે. લોઢાના કારખાનાં પણ કેટલાક ભાગોમાં ચાલુ થયાં છે. એ કારખાનામાં સુધરેલી રીત મુજબ મોટી તોપો બનાવે છે તથા "તારપીડો બોટો" પણ બનાવે છે. એ કારખાનાં તથા ગોદીઓ યુરોપીઅન અમલદારના ઉપરી-પણા નીચે ચાલે છે. ઇ. સ. ૧૮૮૪ માં ફ્રેન્ચ સાથની લડાઈમાં દરીઆમાં લડાઇ કરતાં મોટી હાર ખાધી હતી કારણ કે એમની પાસે હાલના જેવી મોટી મનવારો હતી નહીં. હમણાં શેહન્ગાઈ, કનતાન, નાનકીન તથા ફુચાઉમાં "આરસનલ" બાંધી છે તેમાં લડાઇના હથીઆરો તૈયાર થાય છે. છોકરાઓ માટે મિલીટરી સ્કૂલો સ્થાપી છે. એટલો સુધારો છતાં સુધારેલી ઢબ પર બનાવેલાં હથીઆરો વાપરવાને જ્યાંસુધી ચીનાઇ લશ્કર યૂરોપીઅન અમલદારો પાસે તાલેમ ન લે ત્યાંસુધી એ હથીઆરો બનાવવા ઉપર પૈસા ખરચવા ફોકત છે. એમ થશે તોજ પારકા રાજ્યો દબેલાં રહેશે, નહીં તો યૂરોપની તર્કીના જેવા કકડા બુકલા થયા તેવા એના પણ વખત જતાં થઇ જશે.

આગળ ચીનાઓ સ્ટીમરોના ધણી ન હતા પણ હાલમાં મોટી મોટી સ્ટીમરોના ધણી થયા છે અને મોટાં મોટાં બંદરોમાં તે સ્ટીમરો ફેરવે છે. આગળ છાપખાનાં

હાથથી ચાલતાં હતાં પણ હાલમાં કેટલાંક છાપાખાનાં વ-રાળયંત્રની મદદથી ચાલે છે. ઉપલા સુધારાઓ ઉપરથી મા-લુમ પડે છે જે ચીનાઓ પોતાના બાપદાદાનો રીવાજ થોડા થોડા છોડતા જાય છે.

પહેલાં યૂરોપીઅન રાજ્યોમાં ચીનાઈ એલચી ન હતા પણ હમણાં મોટા રાજ્યોમાં ચીનાઇ એલચી નિમાયા છે.

મોટો સુધારો ચીનાઈ સરકારે પોતાના કસતમ ખા-તામાં કર્યો છે. આગળ કસતમ ખાતાના અમલદારો ચીના હતા તે વખતે ભાગ્ય અર્ધી આવક સરકારી તીજોરીમાં જતી હતી પણ હાલમાં એ ખાતાં યૂરોપીઅન અમલદા-રોથી ચાલે છે, જેથી ચીનાઇ સરકારને જકાતની આવકમાં મોટો ફાયદો થયો છે. ચીનાઈ અમલદારો જકાતની બા-બતમાં રૈયતપર જુલમ પાડતા હતા તે પણ હવે નીકળી ગયો છે.

આગળ ચીનાઓ પારકા મુલકોમાં બનેલી કશી પણ જણસ વાપરતા ન હતા પણ હાલમાં દર વરસે લખો રૂ-પીઆનું સુતરાઉ કાપડ યૂરોપ ખંડથી ચીન દેશમાં આવે છે. જ્યારે દેશના અંદરના ભાગો ફોરેનરો માટે વેપાર કરવા ખુલા મૂકશે ત્યારે દુન્યાની સઘળી મીલોમાં બનતું કાપડ એકલું એ દેશ ખપાવી શકશે. બીજી ઘણી જણસો જેવીકે છત્રી, ઘડીઆળ, રંગ, કાચનો સામન, સીવવાના સાંચા, સુતર વગેરેનો બોહોળો ખપ એ દેશમાં જાગ્યો છે. યૂરો-પનો દારૂ પણ પોતાનો પગ એ દેશમાં લંબાવતો જાય છે.

ચીન દેશ એક જંગલી પણ કીમતી દૂધાળી ગાય છે. એ ગાય દરેક પારકા દેશને પોતાનું દૂધ દોહવવા દે છે. તેનું દૂધ નરમાસથી દોહવવામાં આવે છે તો વ-ધારે ને વધારે દૂધ તે આપે છે. પણ દૂધ દોહનારા સર્વે જણ વધારે દૂધ મેળવવા ખાતર પોત પોતામાં અદેખાઇ

કરી તે ગાયને લાકડીના ઝપેટા મારે છે તો વધારે દૂધ આપવાને બદલે તે છેડાઈ પડી પોતાનો જંગલી ખવાસ દેખાડે છે. સર્વ જણ સંતોષ પકડી જેટલું દૂધ એ ખુશીથી આપે તેટલું લે તો તેમાં બધાને લાભ છે. પોત પોતામાં લડા લડી કરી એ ગાયને કાપી કટકા વહેંચી લેશે તો કોઇને ઝાઝો નફો થવાનો નથી. ચીનના અંધેર રાજ્યને લીધે કદાચ વખત એવો આવશે જે રશિયન, ફ્રેન્ચ, જરમન, એમેરીકન તથા અંગ્રેજ એ દેશ પોત પોતામાં વહેંચી લેશે, પણ આપણે દુવા માગવી જોઇએ જે એવો વખત ન આવે તો સારૂ.

કેટલાક લોક એવું માને છે જે ચીન દેશ પારકા રાજ્યથી જીતાય ખરો પણ જીતનાર લાંબો વખત રૈયતને તાબે રાખી તેમના ઉપર રાજ કરી શકે નહીં; પણ એ વિચાર ભૂલ ભર્યો છે. ચીનાઓની એવી પ્રકૃતિ છે જે તેમને માલૂમ પડે કે રાજ્ય બદલાયાથી ગેરફાયદાને બદલે ઉલટો ફાયદોજ થયો છે તથા નવો રાજકર્ત્તા દેશના રીવાજને વળગી રાજ કરે છે તો તેઓ પારકા રાજ્યની ઘણીજ શાંત, સારી વર્ત્તણુંકની તથા વફાદાર પ્રજા થઇ રહે. અંગ્રેજ સરકારનું રાજ્ય જેટલું તેમને ગમતું થઇ પડે તેટલું બીજુ કોઈ રાજ નહીં થાય.

ચીનાની જાત ઘણીજ ધૈર્યવાન, ખંતીલી તથા રાજભક્ત છે. સંકટ સહન કરવામાં, કાંઇબી કામ ખંત રાખી કરવામાં તથા મંડળીને માન આપી ચાલવામાં ચીનાની જાત બીજી કોઇબી જાત કરતાં ચઢયાતી છે. જેમ દુન્યાની કેટલીક પ્રજા આપ લેના તથા વેપારના સંબંધમાં પ્રમાણીક છે તેમજ ચીનાઇ પ્રજા એ બાબતમાં ઓછી વિશ્વાસુ નથી. જેઓ એ દેશમાં જઈ ચીનાઓ સાથે વેહેવાર રાખતા હશે તેમને માલૂમ પડતું હશે જે ચીનાઓ સાથે કામકાજ પાડવામાં તેઓ ઠગાતા નથી.

ચીનાઓ વિષ્ટા માટે ઘરમાં બેસતા નથી પણ બબે ત્રણ ત્રણ મોહોલાને અંતરે તાજખાનાં હોય છે ત્યાં જાય છે. એ તાજખાનાં કશા પણ મહલાજા વગરનાં હોય છે. જે ધણીની જગાપર તાજખાનું હોય તેને દર મહિને બહુ નફો થાય છે કારણ કે તે ધણી પોતાના તાજખાનાનું નરક ખેડુતોને વેચે છે. ચીનાઓ નરક જરાપણ ફોકતમાં જવા દેતા નથી. આખા ગામનું સઘળું નરક ખેતીના કામમાં આવે છે. ચીની ઓરતો એ તાજખાનામાં જતી નથી પણ ઘરમાંજ પોતે વિષ્ટા કરે છે. એ નરક પણ ભંગિયા પૈસા આપી દર રોજ લઈ જાય છે. બીજા દેશોમાં તો નરક લઇ જવા ભંગિયાને પૈસા આપવા પડે છે પણ ચીન દેશમાં તો ઉલટા ભંગિયા પૈસા આપી નરક લઇ જાય છે. પિશાબને માટે જગે જગ માટીના કે પથરના ટબ મૂકેલાં હોય છે ત્યાં રોજના હજારો ચીનાઓ એ ટબમાં ઊભા ઊભા મૂત્રે છે. જે ધણીના ઘર આગળ એ ટપ મૂકેલાં હોય તેને પૈસા મળે છે. ખેડુત એ એકઠું થયલું મૂત્ર દર રોજ લઇ જાય છે. એ મૂત્રના ટબ આગળથી પસાર થતાં અતિશ્ય બદબો આવે છે. ચીનાઓ વિષ્ટા કરી પાણી વાપરતા નથી પણ કાગળનો ઉપ્યોગ કરે છે. એ કાગળો અગ્રી નજદીક દુકાનમાં વેચાય છે. ચીન દેશમાં મુંબાઇના જેવું મ્યુનિસિપાલ ખાતું નથી તે છતાં જેમ મુંબાઈમાં મોહોલે મોહોલે તથા ઘરોમાં જેવી ગંધ આવે છે તેવી ગંધ એ દેશમાં આવતી નથી તથા મુંબાઇમાં જગે જગે મોહોલાઓમાં ઘર આગળ કચરો વગેરે એઠવાડ નજરે પડે છે તેમ એ દેશના મોહોલાઓમાં બીલકુલ કચરો નજરે પડતો નથી. કચરો નાંખવા જગો કરેલી હોય છે ત્યાંજ સર્વે જણ નાંખે છે. જેમ આપણા મુલકમાં સઘળો કચરો ગાડીમાં નાંખી લઈ જવામાં આવે છે તેમ

એ દેશનો કચરો લઈ જતા નથી. કચરાનો ઢગ પડેલો હોય છે તેમાંથી જુદાં જુદા માણસો જુદો જુદો વળ અંદરથી વિણી લઈ જાય છે. જેને કાગળ જોઈએ તે કાગળના ટુકડા ઊંચકી લે છે. જેને શેરડીના કુચા જોઈતા હોય તે વિણી લઈ જાય છે. કેટલાક લોકો કાચના ટુકડા ઊંચકી લઈ જાય છે ને કેટલાક ખેતીને કામે લાગે એવો વળ લઈ જાય છે. એમ દર રોજ કચરો લઈ જવાથી કચરાનો ઢગ વધી જતો નથી.

આપણા મૂલકમાં કંઈ પણ વસ્તુ બાંધવા કાથાની દોરડી કે સુતરની દોરી વપરાય છે, પણ એ દેશમાં કાથાની દોરડીતો નજરે પડતીજ નથી. દરેક ચીજ બાંધવા નેતર કે બામ્બુની છાળ વાપરે છે. બાકસોમાં માલ પેક કરી દેશાવર મોકલતી વખતે ઉપર નેતર બાંધે છે. ઘર માટે પાલખ બાંધે તેમાં પણ બાંમ્બુની છાલ વાપરે છે. ગાંધીઓ પડીકાં બાંધવા ઘાસ વાપરે છે.

ચીનાઓ હલકો અથવા ભારે હસાબ ગણવો હોય તો મોઢથી કરતા નથી પણ હસાબ ગણવાનું લખોટાનું પાટીઉં આવે છે તેની મદદથી ગણે છે. દરેક ઘરમાં તથા દરેક દુકાનમાં એ પાટીઆં હોય છે. મોહોલે મોહોલે ફેરિયા, વેચનારા પણ એ પાટીઆં સાથે રાખે છે. એ પાટીઆને અંગ્રેજીમાં "અબેકસ" કહે છે. એની મદદથી ચીનાઓ બહુ જલદથી હસાબ ગણી કાઢે છે. જેમ દરેક ઘરમાં તથા દુકાનમાં હસાબના પાટીઆં હોય છે તેમ જોખવાના મોટા નાના કાંટા પણ હોય છે. સઘળી ચીજો જોખીને આપ લે થાય છે તેથી કાંટા રાખવા પડે છે. નાના કાંટા પૈસા જોખવા માટે સર્વે જણ રાખે છે કારણ કે રૂપાનો નાનો ટુકડો પણ નાણા તરીકે વપરાય છે તેથી તે જોખવા માટે કાંટા જોઈએ છે. ચીનાઓના કાંટાને જેમ આપણા કાંટાને

એ પલ્લાં હોય છે તેમ નથી હોતાં પણ એક લાંકડાની દાંડી હોય છે જેનો એક છેડો બીજા છેડા કરતાં પાતળો હોય છે. એ દાંડી ઉપર ચીનાઇ વજનના આંકડા લખેલા હોય છે. જાડા છેડાની થોડે છેટેથી ભોકું પાડી દોરી પોયલી હોય છે. તેજ છેડાને દોરીથી લોઢાનો હુક લટકતો રાખેલો હોય છે. વચમાં બધી બાજુ ફરી શકે એવું લોઢાનું વજન દોરીથી બાંધેલું હોય છે. જ્યારે કંઈ વસ્તુ જોખવી હોય તો તે હુકમાં પોઈ હાથમાં દાંડીની દોરી પકડી ઊંચકે છે પછી પેલું ફરતું વજન દાંડીપર લખેલા આંકડા આગળ આમ તેમ સેરવી સેરવીને મુકે છે તે ઉપરથી તે ચીજનો તરત વજન માલુમ પડે છે. મોટી ભારે વસ્તુ પણ એવાજ કાંટાથી જોખાય છે અને નાનામાં નાની વસ્તુ પણ એવાજ નાના કાંટામાં જોખાય છે. સરાફો નાણાં જોખવા પલ્લાંવાળા કાંટા વાપરે છે.

---

## ફોજદારી કાયદા.

ચીનમાં નાના તેમજ મોટા અમલદારોને વાંકના પ્રમાણમાં સજા સરખીજ કરે છે. ગુનેગાર ગમે તો વાયસરાય હોય, વજીર હોય કે હલકો સરકારી નોકર હોય પણ સઘળાને એક સરખી રીતે સખત સજા કરવામાં આવે છે. એક વખતે એક બાદશાહનો ઘણો માનીતો વડો વજીર હોક્યન કરી હતો. આખા રાજનો સઘળો વહીવત તેજ ચલાવતો હતો. એક વખતે તેણે જુઠું બોલી બાદશાહને ઠગ્યો તેથી તેને વજીરની પદવી ઉપરથી ઉતારી નાંખી તેની અસલી જુની નોકરી પર કાઢયો. પેહેલી એની નોકરી બાદશાહના મેહેલની ચોકી કરવાની હતી. થોડા વખત પછી બાદશાહે તેની ઉપર મેહેરબાની કરી પાછો તેને વજીર

બનાવ્યો. બાદશાહ મરી ગયો એટલે તેનો છોકરો ગાદીએ આવ્યો. તેણે તેની ઉપર જુદાં જુદાં તોહમત મૂકી તેની તપાસ કરાવી. એ તોહમત નીચે પ્રમાણે હતાં:—

તેની પાસે જમીન, વાડી, તથા ઘરબાર સિવાય ૨,૩૩,૩૦,૦૦૦ પૌન્ડનાં સોના રૂપાનાં ઘરેણાં તથા રોકડાં નાણાં હતાં. જે નાણાં બાદશાહની તીજોરીમાં હોય તે કરતાં બેહદ વધારે હોવાથી મોટો વાંક કીધેલો કહેવાય. ૨ જું, એક વખતે બાદશાહના મેહેલમાં આવવા માટે મેહેલના ડાબી બાજુના દરવાજેથી ઘોડાપર બેશી આવ્યો. એ દરવાજેથી માત્ર બાદશાહ તથા તેના કુટંબનેજ જા આવ કરવાનો હંક છે. ૩ જું, જ્યારે એનો એક વખત પગ દુખતો હતો ત્યારે મેહેલનાં અંદરના ભાગ સુધી પાલખીમાં બેશી આવ્યો જે ધારાથી ઉલટું હતું. ૪ થું, એનો એક નજદીકનો સગો હતો તે રાજમાં મોટી પદ્વી ભોગવતો હતો તે તદન બુઢો થઇ ગયો હતો તથા બેહેરો પણ થઇ ગયો હતો તે છતાં સરકારી નોકરીમાં રાખી મૂક્યો ને તે વિશે બાદશાહને રીપોર્ટ ન કીધો. ૫ મું, એણે પોતાના હાથ તળે ઘરમાં રાખી શીખવેલા ચેલાઓને પોતાના હાથ નીચે મોટી મોટી ચાકરી આપી. ૬ ઠું, જે જાતનાં લાકડાં બાદશાહના મેહેલ બાંધવામાં વપરાય છે તેજ જાતનાં લાકડાં એણે પોતાનાં ઘરો બાંધવા વાપર્યાં હતાં તથા બાદશાહના મેહેલના ઓરડાઓ તથા અગાસીઓની નકલ કીધી હતી. પોતાના ઘર આગળ બાગ બનાવ્યો હતો તે પણ બાદશાહના મેહેલના બાગને મળતો આવતો હતો. ૭ મું, એના ઘરમાંથી જે ઝવેરાત મળ્યું તેટલું બાદશાહના કુટંબમાં ન હતું. એની પાસે એક મોતી હતું તેટલું મોટું મોતી બાદશાહના તાજમાં પણ ન હતું. બાદશાહના ખજાનામાં નહી મળે એવા કીમતી પથરાઓ એના ઘરમાંથી મળી આવ્યા. એ સિવાય બીજાં ઘણાં તોહમતો

મુક્યાં હતાં. એની તપાસ ચાલ્યા પછી એ તકશીરવાર ઠર્યો. તેને રેશમી દોરીથી ફાંસો ખાઈ મરી જવાની સજા ફરમાવી. એના જે સગા તથા ઓળખીતા રાજમાં ચાકરીએ હતા તેમને પણ મોઠી સજા કીધી.

રાજદ્રોહીને ઘણી મોટી સજા થાય છે, તેને કડકા કરી કાપી નાંખે છે, તેની મિલકત જપત કરે છે, તેની બાયડીઓને તથા છોકરાંને રાજના મોટા અમલદારોને ગોલામ તરીકે વહેંચી આપે છે. ગુનેહગારના માબાપ, બપાવા, બપાઇ, ભાઇઓ અને પોત્રોને ૨૦૦૦ માઇલ દુર દેશ નીકાલ કાઢે છે. જે ધણી એવા ગુનેહગારનો વાંક છૂપાવે તેને ગુંગળાવી મારી નાંખે છે. રાજદ્રોહી ગુનેહગારના સોળ વરસના પુરૂષ સગાઓને કાપી નાંખે છે અથવા બીજી ઘણી મોટી સજા કરે છે. સોળ વરસની અંદરના હોય તેમને ખોજા બનાવી રાજાના મેહેલમાં કામે લગાડે છે.

જે માણસ કુમારીકા સાથે આડો વેહેવાર ચલાવે તેને ૭૦ ફટકા બાંધી માર મારે છે. પરણેલી સાથે આડો વેહેવાર રાખેતો ૮૦ ફટકા મારવામાં આવે છે. જોર જુલમથી બાઈડીને નહસાડી લઇ જાય તો તેને ગુંગળાવી મારી નાંખે છે. પરણેલી બાયડી ખુશીથી પારકા મરદ સાથે આડો વેહેવાર રાખે અને તેણીને છોકરૂં અવતરે તો તે છોકરાને તેનો બાપ પાળે, તે બાઇડીને વરની મરજીમાં આવે તેને વેચીનાંખે, પણ જો વર પેલા વ્યભિચારીને પોતાની બાયડી વેચે તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે ને જે પૈસા વેચ્યાથી ઉપજ્યા હોય તે સરકાર લઇ લેછે. બાયડી આડે માર્ગે ચાલતી હોય ને વર અખાડા કરે તો વરને, બાયડીને તથા વ્યભિચારીને દરેકને ૯૦ ફટકા મારવામાં આવે છે.

કોઈ પણ સરકારી નોકર લોકની બાયડીને બગાડે

તો ૧૦૦ ફટકા બાંધી મારે છે તથા ચાકરી ઉપરથી કાઢી મૂકે છે. સરકારી મોટા અમલદારો વેશિયાની દોસ્તી રાખે તો તેમને ૬૦ ફટકા બાંધી મારે છે. કોઈપણ માણસ સરકારી મોટા અમલદારની બાયડી સાથે આડા વેહેવાર રાખે તો તે વ્યભિચારીને તથા બાયડીને ગુંગળાવી મારી નાંખે છે.

સર્વે સરકારી મોટા ઓહ્દા બાદશાહની પરવાનગીથી આપવામાં આવે છે. કોઈ મોટો અમલદાર બાદશાહની પરવાનગી વગર કોઈને ઓહ્દો આપે તો તેને કાપી નાંખવામાં આવે છે. કોઇ અમલદારને બાદશાહ બીજી જગાએ નોકરી કરવા જવા ફરમાવે અથવા તેને બીજું કંઇ કામ સોંપે અને તે બાદશાહના હુકમ મુજબ તરત કરે નહીં અને તે માટે કાંઇ પણ બાહાનું કાઢે તો તેને ૧૦૦ ફટકા મારી ચાકરી પરથી દુર કરવામાં આવે છે.

સરકારી કોઈ મોટો અમલદાર જેણે રાજની કશી પણ સેવા કરી ન હોય તેને એતાબ અપાવવા જેઓ બાદશાહને ભલામન કરે તો તે અમલદારને તથા ભલામન કરનારને કાપી નાંખવામાં આવે છે.

સરકારી દરેક ખાતામાં ચોકસ ગણતરીના માણસો કામે લાગેલાં હોય છે. ધારાથી વધારે માણસ તે ખાતાનો ઉપરી રાખે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે તથા ત્રણ વરસ દેશ નીકાલ કાઢવામાં આવે છે.

સરકારી કામકાજના કાગળો લાવ લઈ જા કરવા જે કાસદો રાખેલા હોય છે તેઓ એક ગામથી બીજે ગામ સરકારી દસતાવેજો પોંહોચાડતાં વિલંબ લગાડે તો તેમને રોજના દશ ફટકાને હસાબે જેટલા દિવસ મોડું થયું હોય તેટલા ફટકા મારે છે. તે ગામનો જે માદરી હોય

તેને પણ પોતાના કાસદને તાકીદનો હુકમ ન આપ્યાથી ૧૦૦ ફટકા બાંધી મારે છે.

સરકારી પરીક્ષામાં જે અમલદાર ના લાયક ઉમેદવારને પાસ કરે છે અથવા લાયક ઉમેદવારને ના પાસ કરે છે તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે. ઉમેદવાર ના લાયક છતાં લુચ્ચાઈથી પદ્વિ મેળવે તેને પણ ૮૦ ફટકા મારવામાં આવે છે. (આપણા મૂલકમાં મોટી પરીક્ષાની વખતે ઘાળમેલ થવાની વારે ઘડીએ ફરિયાદ આપણે સાંભળીએ છીએ, પણ જો ચીનનો કાયદો આપણી પરીક્ષાની બાબતોમાં લાગુ પાડે તો એવી ફરિયાદ થવાનું કારણ નીકળી જાય.

સરકારી ચાકરીમાંથી કાઢી મૂકેલા નોકરને જે કોઈ પાછો સરકારી ઓહ્દો આપે તો આપનારને તથા લેનારને દરેકને ૧૦૦ ફટકા મારવામાં આવે છે.

સરકારી મોટા અમલદાર વગર રજાએ પોતાનું ગામ છોડી બીજે ગામ પોતાના કામ સારૂ જાય તો તેને ચાલીશ ફટકા મારવામાં આવે છે અને એમ છોડી જવાથી સરકારને કશું પણ નુકશાન થાય તો તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે.

નવો સરકારી અમલદાર પોતાનો ઓહ્દાનો ચાર્જ લેતાં ધારા કરતાં વધારે દિવસ લે તો તેને રોજના દશ ફટકાને હસાબે જેટલા દિવસ મોડું કરે તેટલા ફટકા મારવામાં આવે છે.

સરકારી નોકર રજા લઈ પોતાને ઘરે રહ્યો હોય, અને રજા પૂરી થવા પુછી ચાકરીપર હાજર નહીં થાય તો રોજના દશ ફટકાને હસાબે જેટલા દિવસ ગેર હાજર રેહે તેટલા ફટકા મારવામાં આવે છે.

જુદા જુદા સરકારી ખાતાંના મોટા અમલદારો પોત પોતામાં વાદ વિવાદ ચલાવે જેથી રાજની છૂપી ખબરો જાહેર થાય, અથવા પોતપોતાના ખાનગી લાભને માટે બાદશાહને અરજી કરે તો તે સઘળાઓને કાપી નાંખવામાં આવે છે. તેમની બાયડીઓને તથા છોકરાંઓને દેશ નીકાલ કાઢે છે.

કોઈ સરકારી મોટા અમલદારના કામ માટે બીજો અમલદાર કે કોઈ પણ માણસ બાદશાહ આગળ તેની સ્તુતિ કરે તો બાદશાહ એમ સમજે છે જે એ માણસ રાજમાં ધાસ્તી ભરેલો છે ને કોઈ વખત રાજને નુકશાન કરશે તેથી તેની તપાસ ચલાવીને કાપી નાંખે છે, તેના બાયડી છોકરાંને ગુલામગીરીમાં વેચી નાંખે છે અને માલ મિલકત જપત કરે છે. જે માણસની સ્તુતિ કીધી હોય તેમાં વજીરે પણ ભાગ લીધો હોય તો તેને પણ કાપી નંખાવે છે.

સરકારના જુના કાયદા તથા જે જે નવા કાયદા બાદશાહ તરફથી નીકળતા જાય તે સઘળા નાના તથા મોટા માદરીઓએ પાકે રાખવા અને કામ પડે ત્યારે તેમનો તરત ઘટતો ઉપયોગ કરવો. દર વરસની આખેરીએ માદરીઓએ પોતાના વડા પાસે જઈ કાયદા મોઢે રાખેલા છે કે નહીં તેની પરીક્ષા આપવી. જો પરીક્ષામાં ના પાસ થાય તો ચઢતા માદરીને એક માસના પગારનો દંડ થાય છે અને હલકા માદરીને ૪૦ ફટકા મારવામાં આવે છે. કોઈ પણ સરકારી અમલદાર બાદશાહના કાયદાનો ભાવાર્થ લોકોને ઉલટો સમજાવે જેથી રાજને નુકશાન થાય તો તેને કાપી નંખાવે છે.

બાદશાહ તરફથી જે હુકમ નીકળ્યો હોય ને તેને ફરમાવ્યા મુજબ અમલમાં નહીં આણે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે. જો એ હુકમ અમલમાં

ભાવવાને ઢીલ કરે તો રોજના ૫૦ ફટકાને હસાબે જેટલા દિવસ ઢીલ થાય તેટલા દિવસ ફટકા મારવામાં આવે છે.

સરકારી કામકાજની અરજી કરતાં બાદશાહનું નામ, એતાબ તથા બીજી બાબત લખતાં ભુલ થઇ હોય તો તે સરકારી દસ્તાવેજ મોકલનારને ૮૦ ફટકા મારવામાં આવે છે. જો તે દસ્તાવેજમાં જોડણીની ભૂલ માલૂમ પડે તો તે અરજી મોકલનારને ૯૦ ફટકા મારવામાં આવે છે.

દરેક ખાતામાં સરકારી દસ્તાવેજો ગોઠવીને મુકવા- નો હુકમ છે. એ દસ્તાવેજો દર વરસે સર્વ ખાતાઓમાં એક સરકારી અમલદાર આવી તપાશી જાય છે. જો કોઇ પણ દસ્તાવેજ જોઇએ તે જગાપરથી ન મળી આવે અથવા ખોવાઇ ગયલો માલૂમ પડે તો તે દસ્તાવેજ રાખનાર ક- લાર્કને તથા તે આફીસના સઘળા અમલદારોને ૧૦ ફટકા મારવામાં આવે છે.

સરકારી મોટા અમલદારોની મારફતે નીકળતા સ- રકારી દસ્તાવેજો ઉપર સરકારી સીલ બરાબર નહીં મારી હોય અથવા મારવાને ભૂલી જાયતો તે મોટા અમલદારને ૮૦ ફટકા મારવામાં આવે છે અને જો તે સીલ વગરનો દસ્તાવેજ બાહાર પડયાથી સરકારને નુકશાન થાય તો તેને કાપી નાંખવામાં આવે છે.

ચીનમાં સઘળાં કુટંબ પોતાનાં નામ સરકારી રે- જીસ્ટરમાં નોંધાવે છે. જો કોઇ પણ કુટંબ પોતાનું નામ નો- ધાવવાને ભૂલી જાય તો તેના વડાને ૮૦ ફટકા બાંધી મા- રવામાં આવે છે. જો તે કુટંબ કશી મિલકત ધરાવતું હોય ને સરકારી ચોપડામાં નોંધ નહીં કરાવે તો તેને ૧૦૦ ફ- ટકા મારવામા આવે છે. એક ગામડામાં પાંચ કુટંબ નોંધ્યા વગરનાં રહી જાય તો તે ગામના પટેલને ૫૦ ફટકા મા- રવામાં આવે છે પણ જો દશ કુટંબનાં નામ લખવાનાં

રહી ગયાં હોય તો ત્યાંના ગવરનર, તેના હાથ નીચેના માદરી તથા તે ગામના મૂખ્ય કલાર્કને ૪૦ ફટકા મારવામાં આવે છે. દરેક માણસ પોતે જે ધંધો કરતો હોય તે પણ સરકારી ચોપડીમાં લખાવવું જોઇએ, નહીં તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે.

દીકરાઓ મા બાપથી જુદા રહે અને કુટંબની મિલકત વહેંચી લે તો તેમને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે. બાપ મરી જાય ત્યારે દીકરાએ ત્રણ વરસ શોક પાળવો જોઇએ. એ મુદતની અગાઉ બાપની મિલકત વહેંચી લે તો તે લેનારાઓને ૮૦ ફટકા મારવામાં આવે છે.

ગરીબ રંડાએલા પુરૂષોનું, રંડાએલી ઓરતોનું, છોકરા વગરનાં ગરીબોનું, બાપ વગરનાં છોકરાંનું, અશક્ત તથા નિરાશ્રીત લોકોનું ગામના માદરીએ રક્ષણ કરવું જોઇએ, જો નહીં કરે તો તેને ૬૦ ફટકા બાંધી માર મારે છે.

જે કોઇ સરકારી મેહેસુલ આપવાને અખાડા કરે તેને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે. તેની જમીન જપત થાય છે ને જેટલો કર નહીં આપ્યો હોય તે તેની પાસેથી વસુલ કરે છે.

જ્યારે ગામમાં મોટી આફત આવી પડવાથી, અતિષ્યુ વરસાદ પડવાથી, વરસાદ નહીં પડવાથી, તીડાના ઉપદ્રવથી અથવા બીજાં કારણોથી ખેતીને નુકશાન થાય છે ત્યારે સરકાર પોતાનો કર ઓછો કરે છે અથવા માફ કરે છે. એડુલે જે ફરિયાદ લાવે તે તે ગામનો માદરી સાંભળી પોતાના વડાને તે વિષે રીપોર્ટ કરે છે. વડા તેની પોતે જાતે તે ગામમાં જઈ તપાસ કરે છે. જો પોતે તપાસ ન કરે તો તેને ૮૦ ફટકા બાંધી મારવામાં આવે છે. જો તે તપાસ કરીને ખોટો રીપોર્ટ કરે જેથી સરકારની મેહેસુલને નુકશાન થાય તો તેને ૧૦૦ ફટકા મારવામાં આવે છે.

સરકારી અમલદારો જે જગામાં કામ કરતા હોય તે ગામમાં કશી પણ મિલકત વેચતી લઈ શકતા નથી. જે કોઈ પોતાના તાબાના ગામમાં જમીન કે બીજી મિલકત વેચતી લે તો તેને ૫૦ ફટકા બાંધી મારે છે. વેચતી લીધેલી જમીન સરકાર જપત કરે છે.

જે કોઈ પોતાની જમીન બીજાને ગીરવી આપે, અને તેને માટે સરકારની જે ફી થાય તે નહીં ભરે તો ગીરવી લેનારને ૫૦ ફટકા મારવામાં આવે છે.

જે કોઈ બીજાની જમીન રજા વગર ખેડે તો તેને ૩૦ ફટકા બાંધી મારે છે.

જમીનનો માલેક કશા કારણ વગર જમીન ખેડયા વગર રહેવા દે અથવા તે જમીનમાં શેતુરના, સણના કે બીજાં ઝાડ નહીં ઉગારે તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે. તે ગામડાના માદરીને પણ બરાબર તપાસ ન રાખવા માટે ૫૦ ફટકા બાંધી મારે છે.

પરણવાનું સાટું કર્યા પછી છોકરીવાળા છોકરી બીજા કોઇ સાથે પરણાવે તો છોકરીના ઘરના વડાને ૫૦ ફટકા મારે છે, જો છોકરો લગ્નનું સાટુ કર્યા પછી બીજી છોકરી સાથે પરણે તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે. પરણવાનું સાટુ કરતી વખતે જે છોકરી દેખાડી હોય તેને બદલે બીજીજ છોકરી લગ્નની વખતે આપે તો તે કુટુંબના વડાને ૮૦ ફટકા બાંધી મારે છે. એજ પ્રમાણે છોકરાવાળા લુચ્ચાઈ કરેતો તેના કુટંબના વડાને ૧૦૦ ફટકા મારવામાં આવે છે.

જેના મા કે બાપ મોટા વાંક માટે બંદીખાને હોય તે વખત છોકરો કે છોકરી લગ્ન કરે તો ૮૦ ફટકા તેને બાંધી મારવામાં આવે છે.

છોકરા અને છોકરીની એકજ અટક હોય ને તેઓ

સાથે પરણે તો ઘરના વડાઓને ૬૦ ફટકા મારવામાં આવે છે તથા લગ્ન રદ થાય છે.

જે કોઈ બીજાને વ્યાજે નાણાં ઉછીનાં આપે તે તેનું વ્યાજ દર સેંકડે દર મહિને ત્રણ ટકાથી વધારે લઈ શકતો નથી. જ્યારે નાણું પાછું આપવામાં આવે ત્યારે ગમે એટલાં વરસ પૈસા ઉછીના લીધાને થયાં હોય તે છતાં વ્યાજ, મુદ્દલ કરતાં વધારે લેવાનો ધારો નથી. જે કોઈ એથી વધારે વ્યાજ માગે તેને ચાલીશ ફટકા મારવામાં આવે છે. જો કરજદાર વાયદાસર નાણું નહીં ભરે તો તેને જેટલા મહિના વખત લગાડયો હોય તેટલા ફટકા દર મહિનાના દશને હસાબે મારવામાં આવે છે. જો સાહુકાર પોતાના નાણાં મેળવવા કાયદો પોતાના હાથમાંજ લઈ કરજદારની માલમિલકત જબરીથી લઇ લે છે તો તેને ૮૦ ફટકા મારવામાં આવે છે. જો સાહુકાર પોતાનાં નાણાંની જામીનગીરી માટે કરજદારની બાયડીને તેણીની ખુશીથી લઈ જાય છે તો તેને ૧૦૦ ફટકા મારવામાં આવે છે. જો તે સાહુકાર કરજદારની બાયડીને જબરીથી લઇ જાય છે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે તથા દેશ નીકાલ કાઢે છે. કરજદારની બાયડીને જબરીથી લઈ ગયા પછી તેણીની સાથે આડા વેહેવાર રાખે છે તો તેને ગુંગળાવી મારી નાંખવામાં આવે છે.

જે ધણી બીજાની રાખવા આપેલી મિલકત ખાઇ જાય છે અથવા તેનો ગેર વહિવટ કરે છે તો તેને ૯૦ ફટકા બાંધી મારે છે તથા તે મિલકત તેના ધણીને પાછી અપાવે છે.

બાદશાહનો વૈદ મુકરર કરેલા નિયમ પ્રમાણે બાદશાહની દવા નહીં બનાવે અને દવામાં પોતાની મરજી મુજબ વધતી ઓછી મેળવણી કરે તો તેને ૧૦૦ ફટકા

મારવામાં આવે છે. બાદશાહનો રસોઇયો જે વાની બાદશાહને ખાવા નહીં ગમતી હોય તે બનાવે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારવામાં આવે છે. ખાવાની વસ્તુ ચોખ્ખી ન હોય તો તેને ૮૦ ફટકા મારે છે. જો ખાવાની ચીજો બજારમાંથી કોહેલી લાવે તો ૬૦ ફટકા મારે છે. રાંધ્યા પછી ચાખ્યા વગર વાની બાદશાહની ટેબલપર લાવી મૂકે તો ૫૦ ફટકા તેને મારવામાં આવે છે. રસોઇયા તથા વૈદની ઉપર જે અમલદાર હોય છે તેને પણ એટલાજ ફટકા મારવામાં આવે છે. બાદશાહના રસોડામાં નાલાયક ખાવાની જણસ અથવા દવા માલૂમ પડે તો ઉપરીને ૧૦૦ ફટકા પડે છે ને પેલી દવા તથા જણસ તેને ખવડાવે છે.

બાદશાહની મુલાકાતે જે મોટા અમલદારો આવે અને તેમને બાદશાહનો હજુરીયો બાહાના કાઢી બાદશાહને મળવા ન દે તો તેને કાપી નાંખવામાં આવે છે.

કોઈ ગામના લોકો કોઈ મોટા અમલદારનો સ્મરણ સ્તંભ ઉભો કરે અને તે કામમાં તે અમલદાર પોતાની ખુશી બતલાવે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે.

સર્વે સરકારી નોકરોએ તથા રૈયતે દેશના રીવાજ પ્રમાણે ઘરો બાધવાં; ઘરના ઓરડા પણ ધારા મુજબના બનાવવા; પોશાક, સરસામન તથા બીજી જણસો રીવાજ પ્રમાણે બનાવવાં તથા વાપરવાં; જો સરકારી નોકર એ રીવાજથી ઉલટો ચાલે તો તેને ૧૦૦ ફટકા અને રૈયત ઉલટી ચાલે તો તેને ૫૦ ફટકા બાંધી મારવામાં આવે છે. જે વસ્તુઓ વાપરવાની સખત મનાઈ હોય તે વાપરે તો વાપરનારને ૧૦૦ ફટકા મારવામાં આવે છે, ને ત્રણ વરસ બંદીખાને નાંખે છે અને તેવી વસ્તુ બનાવનારને ૫૦ ફટકા બાંધી મારે છે.

જાદુ કૌતક ઉપર જે કોઈ ચોપડી લખે તથા જાદુ કૌતક કરે જેથી બીજા માણસો પોતાની ફરજ ભૂલી જઈ આડે માર્ગે ચાલે તો તેને કાપી નાંખવામાં આવે છે. એવી ચોપડી જે વાંચે તેને ૧૦૦ ફટકા બાંધી મારેછે તથા ત્રણ વરસ બંદીખાને નાંખે છે.

દેહેરામાં અર્પણ કરેલી ચીજ જે કોઈ ચોરે તેને કાપી નાંખવામાં આવે છે.

બાદશાહાની સહી સુદ્ધાનો સરકારી દસ્તાવેજ ચોરે તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે તથા બાજુ પર ડામ પાડે છે. લશ્કરી ખાતાનાં કાગળ્યાં ચોરે તેને ગુંગળાવી મારી નાંખવામાં આવે છે.

બાદશાહના મેહેલમાંથી કશી વસ્તુ ચોરે તેને તરત કાપી નાંખે છે. કોટના દરવાજાની કુંચી જે ચોરે તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે તથા તેને ૬૦૦ માઇલ દૂર દેશ નીકાલ કાઢે છે. જે રખેવાળના હાથમાંથી કુંચી ખોવાઈ હોય તેને ૯૦ ફટકા બાંધી મારે છે.

જે અમલદાર સરકારી નાણાં ચોરે તેને મોટી સજા થાય છે તથા હાથપર "સરકારી નાણાં ચોર" કરી ડામ પાડે છે. ત્રીશ ડાલર સુધી ચોરી કરી હોય તો ૧૦૦. ફટકા મારવામાં આવે છે તથા ત્રણ વરસ દેશ નીકાલ કાઢે છે. ત્રીશ ડાલર ઉપરની ચોરી કરી હોય તો ૧૦૦ ફટકા મારી જનમ દેશ નીકાલ કાઢે છે.

લોકોને રસ્તામાં લુંટે તેને કાપી નાંખે છે.

માણસોને ચોરી જાય તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે ને જન્મ દેશ નીકાલ કાઢે છે.

જે માણસ પોતાનાં છોકરાંને તેમની મરજી વિરૂદ્ધ વેચે તો તેને ૮૦ ફટકાનો માર પડે છે. જે માણસ

ચોરેલાં છોકરાં વેચતાં લે તેને પણ ૧૦૦ ફટકા મારવામાં આવે છે.

જે કોઈ ઘોર આગળની જમીન ખોદે જેથી કફન દેખાય તો તેને ૧૦૦ ફટકા મારે છે ને ૯૦૦ માઈલ દૂર દેશ નીકાલ કાઢે છે. મુડદાંની પેટી ઉઘાડે તો તેને ગુંગળાવીને મારી નાંખે છે. જે કોઈ ફોરેનરની ઘોર ખોદી નાંખે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે.

રસ્તામાં મુડદું પડયું હોય ને તેને માદરીની રજા વગર લઈ જઈ દાટે તો તેને ૮૦ ફટકા બાંધી મારે છે.

જે કોઈ વગર કારણે બીજાના ઘરમાં ઘુસે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે. જે કોઈ ચોરને કે લૂટારાને આસરો આપે તેને કાપી નાંખવામાં આવે છે.

છોકરો પોતાનાં માબાપને અથવા છોકરી પોતાના વર કે સાસુ સસરાને મારી નાંખે તો તેને કટકા કરી કાપી નાંખે છે. છોકરા કે છોકરીની તપાસ ચાલતી હોય ને તે વખતે તે બંદીખાનામાં હોય ને તે ત્યાંજ મરી જાય તે છતાં તેના કટકા કરી કાપી નાંખે છે.

વર પોતાની બાયડીના આશકને તથા બાયડીને મારી નાંખે તો તેને સજા થતી નથી. જો આશકનેજ મારે ને બાયડીને ન મારે તો સરકાર તે બાયડીને સજા કરે છે તથા ગુલામગીરીમાં વેચી નાંખે છે. જે પૈસા આવે તે સરકારી તીજોરીમાં જાય છે.

જે કોઈ ત્રણ માણસનાં સામટાં ખુન કરે તેને રીબાવીને મારી નાંખવામાં આવે છે. તેની માલ મિલકત મરનારાઓનાં કુટુંબને આપે છે. તેનાં બાયડી છોકરાંને દેશ નીકાલ કાઢે છે.

જાદુગર, માણસને મારી નાંખી જાદુનાં કામમાં તે

માણુસના શરીરના ભાગ કામે લગાડે છે તો તેના કટકે કટકા કરી નાંખે છે. તેનાં બાયડી છોકરાંને તથા તેનાં ઘરના સઘળાં કુટંબને નિર્દોષ હોય તે છતાં ૬૦૦ માઈલ દૂર દેશ નીકાલ કાઢે છે.

જે કોઈ, માણુસને મારી નાંખવા ઝેર બનાવે અ-થવા ઝેરી જનાવર રાખે તો તેને કાપી નાંખે છે. તેની માલ મિલકત સરકાર લઈ લે છે. તેની બાયડીને, છોક-રાંને તથા તેના ઘરનાં સર્વે માણુસોને ૬૦૦ માઈલ જન્મ દેશ નીકાલ કાઢે છે. જે દુકાનદાર ઝેર વેચે તેને તથા ઝેર ખરીદ કરે તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે તથા ત્રણ વરસ દેશ નીકાલ કાઢે છે.

વૈદની ભૂલથી દરદી મરી જાય તો તે વૈદને કાપી નાંખે છે.

બંડ કરે તેને રીબાવીને મારે છે. તેનાં સગાં, બાપ, બપાવા, છોકરા, પૌત્ર, કાકા, તથા ભત્રીજાઓને કાપી નાંખે છે. એ સગાંઓ ગમે એટલાં દૂર વસતાં હોય તે છતાં પ-કડાવી મંગાવી મારી નાંખે છે. બીજાં દૂરનાં સગાંને તથા તેના કુટંબની સઘળી ઓરતોને ગુલામગીરીમાં વેચી નાંખે છે.

કોઇ ગામનો માદરી પોતાના સગાની ફરિયાદી પોતેજ સાંભળે તો તેને ચાલીશ ફટકા બાંધી મારે છે.

છોકરો બાપ ઉપર, બાયડી વર કે સાસુ સસરા ઉ-પર જુઠું કે સાચું કશું પણ તોહમત મૂકે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે.

જે છોકરો બુઢાં માબાપના કબ્જામાં નહીં રહે તથા તેમનું ગુજરાન નહીં કરે તો તેને ૧૦૦ ફટકા મરવામાં આવે છે.

સરકારી અમલદાર લાંચ લે તેને વધતી ઓછી સજા કરે છે. નાની લાંચ લે તો તેને ૧૦૦ ફટકા બાંધી મારી દેશ નીકાલ કાઢે છે. મોટી લાંચ લેનારને ગુંગળાવી મારી નાંખે છે.

જે કોઈ સરકારી સિક્કાની નકલ કરે તેને તથા તેના હાથ તળેના સઘળા કામદારોને ગુંગળાવી મારી નાંખે છે.

બાદશાહની રજા વગર જે કોઇ મોટા અમલદારની તપાસ ચલાવે તેને કાપી નાંખે છે.

પારકાની બાયડી સાથે આડો વેહેવાર રાખે તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે. જે કોઇ પરણેલી ઓરતને કાઢી લઇ જાય તેને ગુંગળાવી માંરી નાંખે છે.

જે માણસને હાથે અકસમાતથી આગ લાગે તેને ૪૦ ફટકા બાંધી મારે છે. જાણી જોઈ આગ લગાડ-નારને કાપી નાંખે છે.

નાટક કરનારા નાટક શાળામાં આગળા બાદશાહ, બેગમ, શાહજાદા તથા મોટા અમલદારોના નાટક કરે તેને ૧૦૦ ફટકા બાંધી મારે છે. જે એવા નાટકને ઉત્તેજન આપે તેને પણ એટલીજ સજા થાય છે.

ગામમાં ચોરી થયા પછી ગામનો પટેલ તથા પો-લીસનો ઉપરી ચોરને એક માસમાં પકડી ન લાવે તો તે-મને ૨૦ ફટકા બાંધી મારવામાં આવે છે; બે માસમાં નહીં પકડે તો ૩૦ ફટકા અને ચાર માસમાં નહીં પકડે તો ૪૦ ફટકા મારે છે. તે ગામના માદરીનો પણ બે માસનો પગાર કાપી નાંખે છે.

માદરી ગુનેહગારને જાણી જોઇને મોતની સજા કરે તો તે માદરીને મારી નાંખવામાં આવે છે.

બંદવાને ફટકા મારતી વખતે જે હથીઆરથી ફટકા મારવા જોઈએ તે વડે ન મારતાં બીજા હથીઆરથી મારે તો ફટકા મારનાર સીપાઈને તથા મરાવનાર માદરીને ૪૦ ફટકા મારવામાં આવે છે. જેટલા જોરમાં ફટકા મારવાના હોય તેટલા જોરમાં નહીં મારે તો તેટલા ફટકા મારનારને તથા માદરીને મારવામાં આવે છે.

જે ગુનેહગાહરોને બંદીખાનાની સજા થઈ હોય તેમને સરકારી મીઠાના અગરમાં અથવા લોખંડના કારખાનામાં કામ કરાવા લઈ જાય છે. ગુનેહગાર માંદો પડે તેને સાજો થવા ઘરે મોકલે છે. સાજો થઈ આવ્યા પછી જેટલા દિવસ ઘરે રહ્યો હોય તેટલા દિવસ વધારે કામ તેને કરવું પડે છે. જો વરસનું બંદીખાનું મળ્યું હોય તો આંખુ વરસ તેને કામ કરવું પડે છે, એટલે જેટલા દિવસ ગેરહાજર રહ્યો હોય તેટલા દિવસ વધારે કામ કરે ત્યારે તેનો છૂટકારો થાય છે. જો તે તેટલા દિવસ નહીં કામ કરે અથવા તે ગુનેહગાર ઘરથી પાછો નહીં આવે તો તેને બદલે ગુનેહગારના ઉપરીને કામ કરવું પડે છે તથા તેને ૧૦૦ ફટકા મારવામાં આવે છે.

ઓરતોને ખુનના કે જાર કર્મના વાંક સિવાય બંદીખાનામાં નાંખવામાં આવતી નથી. જો બંદીખાને નાંખે છે તો તે નંખાવનાર માદરીને ૪૦ ફટકા મારવામાં આવે છે.

---

સમાપ્ત.

## અઘરા શબ્દના અર્થ.

ઝીરો ડીગરી—થરમોમિટર (સૂરજનો તાપ કેટલો છે તે માપવાનું યંત્ર) ઉપર માંડેલી સર્વથી ઉતરતી માત્ર.
ટાય ફુંગ—દરિયાઈ વંટોળીઓ.
ચીન ચીન ચાસ—પૂજા.
પંક્તિ—વર્ગ.
જેસ્યુટસો—રોમન કાથોલિક ધર્મ ગુરૂઓ.
ધોકે છે—ચાલે છે.
પીસ સ્ટ્રીટ—શાન્ત મોહોલો.
બ્રાઈટ કલાઉડ સ્ટ્રીટ—તેજ આસમાન મોહોલો.
સ્ટ્રીટ આફ બીનેવોલન્સ એન્ડ લવ—માયા તથા સ્નેહ મોહોલો.
સ્ટ્રીટ આફ યવર લાસટીંગ લવ—હમેશના પ્યારવાળો મોહોલો.
સ્ટ્રીટ આફ હંડ્રેદ ગ્રાન્ડ સનસ—સો પૌત્ર મોહોલો.
સ્ટ્રીટ આફ રીફ્રેશીંગ બ્રીઝ—થાક ઉતારનાર પવનની લેહેરીનો મોહોલો.
પર્લ સ્ટ્રીટ—મોતી મોહોલો.
મારકેટ આફ ગોલડન પ્રોફીટસ સ્ટ્રીટ—અતિ લાભકારક બજાર મોહોલો.
પ્રજાસત્તાક—લોકોથી ચાલતું.
મંત્રિમંડળ—વજીરોની સભા.
સાલ્ટ કમીશનર—મીઠાના ખાતાનો અધિકારી.
પ્રોવીઝન કમીશનર—ખાધ ખોરાક રાખનાર અધિકારી.
પ્રીફેક્ટ—ગામડામાં હાકમી ચલાવનાર.
મરીન ઇન્સ્પેકટર—દરીઆખાતાની તપાસ રાખનાર અધિકારી.

લીટરરી ચાનસીલર—પાઠશાળાનો ઉપરી.
તારતરી જેનરલ—લશ્કરનો તારતર સરદાર.
સર્વોપરિ—સર્વેની ઉપર ચઢતો.
રણભૂમી—લડાઈનું મેદાન.
ચાઇનીસ કલાસીકસ—ચીનાઈ ભાષામાં રચાયલા તેર
 સરસ ગ્રંથ.
પ્રાણ પ્રિય—દીલો જાન.
તૃપ્ત—સંતોષ.
ગર્વ—હંકાર.
જરાપણામાં—બુઢાપણામાં.
ઇતરાજી—ગેર મેહેરબાની.
ખગોળવેત્તા—જ્યોતિષી.
ઇતમામ—સવારી.
ફોરેનરો—પારકા દેશના લોકો.
ધનુષ્ય—કામઠું.
કાંડા—હાથના પોહોંચા.
બેલીફ—કોરટનો સમન પોહોંચાડનાર માણસ.
દેહાન્ત—જીવ જવાની.
પિતૃહત્યા—બાપનું ખુન.
પાખંડી—ઢોંગી.
અસાધવી—પતિવ્રતા નહી, નિર્લજ.
ગર્ભપાત—બળાત્કારે છોકરૂં પાડવું.
આર્ય—ઊંચા કુળના.
કુલબ—બુર.
કુલીન—ઊંચા વર્ણની.
ફાન્ડલીંગ આસપિટલ—માબાપ વગરનાં છોકરાંને રાખ-
 વાનું ઠેકાણું.
સંતાન—છોકરૂં.